॥ ओ३म् ॥

# વ્યવહારભાનુ-પ્રશ્નોત્તરી


**: લેખિકા :**

કુ. કંચન આર્યા

**(M.A., M.ed)**

**: અનુવાદક :**

પ્રો. દેવયાનીબા હરદેવસિંહ રાણા

**(M.E. (IT))**






**પ્રકાશક**

## વાનપ્રસ્થ સાધક આશ્રમ

આર્યવન, રોજડ, પો. સાગપુર, જિ. સાબરકાંઠા (ગુજરાત) ૩૮૩૩૦૭

દૂરભાષ : (મો.) ૦૯૪૨૭૦૫૯૫૫૦

**E-mail :** vaanaprastharojad@gmail.com **Website :** www.vaanaprastharojad.org

**Facebook & YouTube :** vaanaprastha Sadhak Ashram

૧૧૧૧૨૨૧

**પુસ્તક** : કુ. કંચન આર્યા

**લેખિકા** : કુ. કંચન આર્યા
(M.A., M.ed)

**અનુવાદક** : પ્રો. દેવયાનીબા હરદેવસિંહ રાણા
(M.E. (IT))

**પ્રકાશન તિથિ** : એપ્રિલ, ૨૦૨૦,
વૈશાખ–૨૦૭૬

**સંસ્કરણ** : પહેલું

**મૂલ્ય** : ૦૦–૦૦ રૂ.



## પ્રાપ્તિસ્થાન

૧. **આર્યસમાજ મંદિર,** મહર્ષિ દયાનંદ માર્ગ, રાયપુર દરવાજા બહાર, કાંકરિયા, અમદાવાદ.

૨. **આર્ય સમાજ મંદિર,** પોરબંદર, રાજકોટ, ભરૂચ, મોરબી, ટંકારા, જૂનાગઢ, ગાંધીનગર, જામનગર, આણંદ, ભાવનગર વગેરે.

# અનુક્રમણિકા

# સમર્પણ



જગતગુરુ મહર્ષિ સ્વામી દયાનંદ દ્વારા રચિત
**'વ્યવહારભાનુ'** ગ્રંથ પર આધારિત

**વ્યવહારભાનુ – પ્રશ્નોત્તરી**

સરળ અને સત્ય વ્યવહારના પ્રતીકસમા
મારા આધ્યાત્મિક ગુરુ
**સ્વામી ચિતેશ્વરાનન્દ સરસ્વતીજીના**
પાવન ચરણોમાં આદર સહ સમર્પિત કરું છું.

# બે બોલ

બહેનશ્રી કંચનજીએ લખેલ આ પુસ્તક 'વ્યવહારભાનું-પ્રશ્નોત્તરી'માં સમગ્ર વિષય-વસ્તુને પ્રશ્નોત્તરના રૂપમાં રજૂ કરવામાં આવ્યો છે. મહર્ષિ દ્વારા રચિત મૂળ પુસ્તકમાં અનેક એવા વિષયો છે કે જે સામાન્ય વાચકો સાધારણ વાચનથી સમજી શકતા નથી અથવા તો કોઈ વિષયો એવા પણ હોય જેનો વાચકો સાથે કોઈ સીધો સંબંધ ન હોય, તો આ વિષયોને પ્રશ્નોત્તર સ્વરૂપે રજૂ કરી લેખિકાએ મુખ્ય મુદ્દાઓ-સારને સ્પષ્ટરૂપે રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે, જે અત્યંત ઉપયોગી નીવડશે. આ પુસ્તકની અન્ય વિશેષતા એ છે કે લેખિકાએ સમગ્ર પુસ્તકને વિભિન્ન વિષયો અનુસાર ક્રમબદ્ધ કર્યું છે. જેથી વાચક વિષય(બાબત)ના તાત્પર્યને સારી રીતે સમજી શકે. અંતમાં આપેલ ત્રણ પરિશિષ્ટો પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે. મૂળ પુસ્તકમાં વિષયો અનુસાર અલગ-અલગ આપેલ વ્યાખ્યાઓને આ પુસ્તકમાં વાચકોની સરળતા માટે, મહર્ષિના જ શબ્દોમાં પરિશિષ્ટ-૧માં આપેલ છે, જે મૂળ પુસ્તકની મૌલિકતા જાળવી રાખે છે. આ બધી વિશેષતાઓના કારણે વાચક મહર્ષિના દ્રષ્ટિકોણ અને અભિપ્રાયને સરળતાથી સમજી આચરણમાં લાવી શકે.

ટૂંકમાં, આ પ્રશ્નોત્તરી માત્ર વિદ્યાર્થીઓ જ નહિ પરંતુ શિક્ષકો માટે પણ લાભદાયી થશે. આ પુસ્તક બધા માટે વાંચવા અને વસાવવા યોગ્ય છે. મહર્ષિ દયાનંદજી દ્વારા લખાયેલ 'વ્યવહારભાનુ' નામના ગ્રંથ પર આધારિત આ પ્રકારની પ્રશ્નોત્તરી પુસ્તકરૂપે રજૂ કરવા બદલ બહેનશ્રી કંચનજીને આભાર સહ હાર્દિક શુભેચ્છા.

**મંગલાભિલાષી**

**આચાર્ય આનંદ પ્રકાશ**

આર્ષ સંશોધન સંસ્થા,

અલિયાબાદ, શામીરપેટ

જિ. રંગારેડ્ડી-૫૦૦૦૭૮ (આં.પ્ર.)

# ભૂમિકા

૧૯મી સદીમાં, આસ્તિક પરંતુ અંધવિશ્વાસુ એવા જુનવાણી પરિવારમાં જન્મેલા મહામાનવ મહર્ષિ સ્વામી દયાનંદે નવ વર્ષનાં ખુબ ટૂંકા સમયગાળામાં અત્યંત વિરોધો હોવા છતાં સમગ્ર દેશમાં પ્રવચનો,શાસ્ત્રાર્થ વગેરે દ્વારા સત્યજ્ઞાનની જ્યોત પ્રગટાવી, એ જ સત્યની સ્થાપના માટે નિષ્પક્ષ,તર્કસંગત તેમજ ઋષિઓની માન્યતાઓને અનુકૂળ તથ્ય અને સિદ્ધાંતો પર આધારિત અદ્વિતીય ગ્રંથો રચ્યા. જે દરેક પર સંશોધન અપેક્ષિત છે. (આ પુસ્તકની લેખિકા બહેનશ્રી કંચનજી દ્વારા પૂર્વલિખિત 'મહર્ષિ દયાનંદ ગ્રંથ પરિચય' પુસ્તકમાં મહર્ષિ કૃત બધા ગ્રંથોનો પરિચય આપેલ છે.)

આ પ્રસંગે હું માત્ર મહર્ષિના 'વ્યવહારભાનુ' નામના ગ્રંથનો ઉલ્લેખ કરવા માંગું છું. આ ગ્રંથ અનુસાર કોઈ વ્યક્તિ ખૂબ મોટી વિદ્વાન હોવા છતાં જો વ્યવહારમાં કુશળ ન હોય તો જીવનમાં એટલી સફળતા પ્રાપ્ત કરી શકતી નથી, જેટલો સામાન્ય ભણેલ-ગણેલ,પરંતુ વ્યવહાર કુશળ માનવ સફળતા પ્રાપ્ત કરે છે. આ પુસ્તકમાં મહર્ષિએ જુદી-જુદી યોગ્યતા ધરાવતા મનુષ્યો માટે જુદા-જુદા સ્થાન, સમય અને પરિસ્થિતિમાં ઉચિત વ્યવહારની રીતિ જણાવતા પોતાના અભિપ્રાયને (સમર્થન આપતાં) પોષતાં અનેક ઉદાહરણો આપ્યાઁ છે.

બહેનશ્રી કંચનજીએ સ્વામીજીના બધા મંતવ્યોને 'વ્યવહારભાનુ-પ્રશ્નોત્તરી' નામના આ પુસ્તકમાં પ્રશ્ન-જવાબના રૂપમાં અત્યંત સરળ ભાષામાં પ્રસ્તુત કરવાનો પ્રયત્ન કર્યો જે ખૂબ પ્રશંસનીય છે. મને આશા નહીં પરંતુ વિશ્વાસ છે કે જે પણ આ પુસ્તકનું અધ્યયન કરશે, તે પોતાના જીવનનું નવનિર્માણ તો કરશે જ, સાથે-સાથે બીજાને પણ આ પુસ્તક વાંચવાની પ્રેરણા આપશે. આ પુસ્તકની લેખિકા બહેનશ્રી કંચનજી તથા વાચકોને મારી હાર્દિક શુભકામનાઓ.

૪ જૂન, ૨૦૧૧

**સ્વ. આચાર્ય બ્ર. રાજસિંહ આર્ય**

પૂર્વ પ્રધાન, આર્ય પ્રતિનિધિ સભા, દિલ્હી.

# સંમતિ

મહર્ષિ દયાનંદ સરસ્વતીએ નાનું પરંતુ અત્યંત ઉપયોગી એવું 'વ્યવહારભાનુ' નામનું પુસ્તક લખ્યું છે. આ પુસ્તકમાં તેમણે વિદ્યા અને વ્યવહાર લક્ષી વિવિધ પાસાંને આવરી લીધાં છે. તે પુસ્તકને આધાર બનાવી બહેનશ્રી કંચનજીએ 'વ્યવહારભાનુ-પ્રશ્નોત્તરી' નામના આ પુસ્તકની રચના કરી. લેખિકાએ મૂળ પુસ્તકના દરેક વિષયને પ્રશ્નોત્તરના માધ્યમ દ્વારા આધુનિક અને સ્પષ્ટ શૈલીમાં રજૂ કર્યો છે. જેથી વ્યવહારની સૂક્ષ્મ બાબતોને નવી પેઢીના વાચકો સરળતાથી ગ્રહણ કરી શકે. વાચકોની રુચિ વધારવા અને વિષયના તાત્પર્યને સરળતાથી સમજી શકાય તે માટે લેખિકાએ મહર્ષિએ આપેલાં ઉદાહરણોને પ્રશ્નોત્તરરૂપે પુસ્તકમાં રજૂ કર્યાં છે.

મેં આ પુસ્તકની હસ્તપ્રત નકલ વાંચી હતી.જે અત્યંક ઉપયોગી અને રુચિકર હતી. મારા મત મુજબ આ પુસ્તક વિશેષરૂપે કિશોરો અને યુવાનો માટે વાંચવા યોગ્ય, બોધદાયી તેમજ પ્રેરણાદાયી છે. મહર્ષિના વેદમય ગ્રંથોના પ્રચાર અને પ્રસારને વેગ આપતું આ કાર્ય અત્યંત પ્રશંસનીય છે. આ કાર્ય માટે બહેનશ્રી કંચનજીને ખૂબ ખૂબ અભિનંદન.

શુભેચ્છા સહ.

૯ જૂન, ૨૦૧૧

**આચાર્ય હરિપ્રસાદ**

# આશીર્વચન

કુ. કંચનજી ખૂબ સારા લેખિકા છે. તેમની લેખન શૈલી સરળ અને માર્મિક છે.તેમની આ લેખન શૈલી ગૂઢ વિષયોને પણ સરળ અને સહજતાથી સમજાય તેવાં બનાવી દે છે. જેથી (ઓછા શિક્ષિત) ઓછું ભણેલા લોકો પણ વિષયને (લેખકના તાત્પર્યને) સારી રીતે સમજી શકે છે.

આ પુસ્તકમાં લેખિકાએ મહર્ષિ દ્વારા લિખિત 'વ્યવહારભાનુ'નું વિવરણ કર્યું છે. જોકે સ્વામીજીએ વિષય-વસ્તુને સ્પષ્ટ રજૂ કરી છે તો પણ ઓછું શિક્ષણ પામેલા વાચકો અને બાળકોને ક્યાંક સમજવામાં મુશ્કેલી પડે એમ છે. તેથી લેખિકાએ લખાણને નાના-નાના ભાગમાં વિભાજિત કરી વધુ સરળ રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

મારા મત મુજબ આ પુસ્તક વાચકોને જરૂર લાભદાયી નીવડશે. જે કોઈ આ પુસ્તક વાંચી તે પ્રમાણે વ્યવહાર કરશે તો તેનું જીવન પ્રગતિમય બની, ઉન્નતિને પ્રાપ્ત કરી ખરા અર્થમાં આર્ય બની શકશે. પરમપિતા પરમેશ્વરને પ્રાર્થના છે કે પુત્રી કંચન લેખનની ઉચ્ચત્તમ યોગ્યતા પ્રાપ્ત કરે જેથી તે પોતાના લેખન કાર્ય મારફતે અન્યોની સેવા કરતી રહે તથા સાધનાના ઉચ્ચ શિખરને પ્રાપ્ત કરી પરમપદ મોક્ષને પ્રાપ્ત કરી શકે.

૧૪ જૂન, ૨૦૧૧

સાધના આશ્રમ તપ:સ્થલી,

**ચિતેશ્વરાનન્દ સરસ્વતી**

દૂન વાટિકા,

ધૌલાસ, દહેરાદૂન.

# નિવેદન

એક વાર હું ભારે સામાન સાથે બસમાં મુસાફરી કરી રહી હતી. એક સીટ પર એક આધેડ ઉંમરના સજ્જન બેઠા હતા. જેમણે મને સામાન સાથે જોઈ પોતાની સીટ પરથી ઉભા થઈ મને કહ્યું કે બહેન આપ અહીં બેસી જાવ. મારા ના કહેવા છતા તે સજ્જને આગ્રહપૂર્વક પોતાની સીટ પર મને બેસાડી. મેં કૃતજ્ઞતાપૂર્વક તેમનો આભાર માની તેમનું સરનામું લીધું. જેથી તેમનો સંપર્ક થઇ શકે. આ ઘટનાના બે-ત્રણ દિવસ બાદ ફરીથી હું બસમાં મુસાફરી કરી રહી હતી, મારા હાથમાં સામાન હતો. મહિલાઓની સીટ પર એક યુવક બેઠો હતો. મેં તેને નમ્રતાપૂર્વક સીટ ખાલી કરવા કહ્યું. પરંતુ તે ન માન્યો. બસમાં બેઠેલા અન્ય લોકોના કહેવા છતાં પણ તે સીટ પરથી ન હાલ્યો. હું વિચારવા લાગી કે એક એ સજ્જન હતા જેમણે સામેથી સીટ ખાલી કરી મને બેસાડી હતી અને એક આ યુવક છે જે જડની જેમ બેઠો છે. તે યુવક પ્રત્યે મનમાં ઘૃણા થઈ. વિચાર્યું તો સમજાયું કે બંને વ્યક્તિના પોતાના વ્યવહારને લીધે જ મને એકના પ્રત્યે આદર અને બીજા પ્રત્યે ઘૃણા થઈ. એટલે જ આપણા મહાત્માઓએ કહ્યું છેઃ ‘આચારઃ પરમો ધર્મઃ’ (મનુસ્મૃતિ ૧:૧૦૮) એટલે કે શ્રેષ્ઠ આચરણ (સારા વ્યવહાર)નું પાલન કરવું એ જ મનુષ્યનો સૌથી મોટો ધર્મ છે. જયારે પણ આપણે કોઈના શિષ્ટ અને વિનમ્ર વ્યવહારનો અનુભવ કરીએ છીએ ત્યારે ખૂબ પ્રભાવિત થઈએ છીએ. આવા વ્યવહારુ વ્યક્તિને લોકો સંસ્કારી અને શિક્ષિત ગણી તેની સાથે મિત્રતા કરવા ઇચ્છે છે. જેથી સ્પષ્ટ થાય છે કે સારો વ્યવહાર(આચરણ) જીવનમાં ખૂબ અગત્યતા ધરાવે છે. વ્યવહારની આ મહત્તાને ધ્યાને રાખીને મહર્ષિ દયાનંદે ‘વ્યવહારભાનુ’ નામનું અત્યંત ઉપયોગી પુસ્તક લખ્યું છે. મહર્ષિના મત અનુસાર ધર્મ અને સત્યાનુસાર અથવા વિવેકપૂર્વક કરેલો વ્યવહાર જ શ્રેષ્ઠ વ્યવહાર છે. આ પુસ્તકમાં મહર્ષિએ આપેલ તથ્યો માત્ર કલ્પના નથી, પરંતુ આર્ષ ગ્રંથો દ્વારા પ્રમાણિત છે. મુખ્ય વિષયોને સરળ અને રોચક બનાવવા મહર્ષિએ અનેક ઉદાહરણો આપ્યાં છે.

તો પછી પ્રશ્ન એ થાય કે વ્યવહારભાનુ આધારિત આ પ્રશ્નોત્તરી લખવાની અનિવાર્યતા શા માટે ? પ્રિય, વાચકો આપણે સૌ જાણીએ છીએ

કે ભૌતિકતાના આ આધુનિક યુગમાં બાળકો અને યુવાઓને આ પ્રકારના ઉપયોગી વિચારોને વાંચવાનો ન તો સમય છે, ન તો રુચિ છે. વડીલ વાચકો પણ તેને શાબ્દિક રૂપમાં વાંચવા માત્રથી જ સંતોષ માની લે છે. જ્યારે ઋષિએ લખેલ એક-એક વાક્યના મર્મને સમજવા માટે તેને (વ્યવહારભાનુને) ગંભીરતાથી વાંચવું આવશ્યક છે. આથી વિષયને વધારે સરળ અને રોચક બનાવવાની જરૂરિયાત જણાઈ.

આ દ્રષ્ટિકોણથી મોટા-મોટા વાક્યો અને પરિચ્છેદોને પ્રશ્નો સ્વરૂપે વિભાજિત કરી પ્રસ્તુત કરવામાં આવ્યાઁ છે. ઋષિની ભાષા સરળ જ હતી પરંતુ વ્યવહારુ ભાષાનો ઉપયોગ કરી પુસ્તકને વધારે સરળ બનાવવામાં આવ્યું છે. આ ઉપરાંત ઠેકઠેકાણે સમજૂતીઓ આપવામાં આવી છે તથા ગૂઢ સિદ્ધાંતોને નાના ભાગોમાં વિભાજિત કરી સ્પષ્ટ રીતે સમજાવ્યા છે. સાથે-સાથે અનેક જગ્યાએ વિષય અનુરૂપ પ્રશ્નો આગવી રીતે ઉમેરી વિષયને વધારે સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે. આ ઉપરાંત દરેક વિષયને યોગ્ય શીર્ષક આપી, ઉદાહરણોને પણ નાના-નાના પ્રશ્નોમાં વહેંચવામાં આવ્યાઁ છે.જેથી વાચકો તેના મર્મને રોચક રીતે જાણી શકે. આ ઉપરાંત કેટલીક વ્યાખ્યાઓને સમજાવવા શબ્દાવલીમાં પરિવર્તન કર્યું છે જે પરિશિષ્ટ-૧માં મૂળાક્ષરોના ક્રમ અનુસાર મહર્ષિના શબ્દોમાં આપેલ છે.

બાળકો માટે આ પ્રકારની લેખનશૈલી અને વિદ્યા સરળ અને રસપ્રદ બની રહે છે. આથી વિદ્યાલયો, ગુરુકુળો, આર્યવીર દળની શિબિરોમાં આ પ્રકારના પુસ્તકો વાંચવા માટે બાળકોને પ્રેરિત કરી શકાય છે. અલગ-અલગ યોગ્યતા ધરાવતા વિદ્યાર્થીઓ માટે અલગ-અલગ પ્રકારના પ્રશ્નોને લઇ વાર્તાલાપ, સ્પર્ધા, ક્વિઝ અને પરીક્ષાનું આયોજન કરી તેઓની રુચિ વધારી શકાય છે. બાળકો વૈદિક વિચારધારાથી પરિચિત થાય એ ઉદ્દેશથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. આ પહેલા પણ 'મહર્ષિ દયાનંદ ગ્રંથ પરિચય(પ્રશ્નોત્તરી)' નામનું પુસ્તક પણ આ જ ઉદ્દેશથી લખ્યું હતું. જેને વાચકોનો સારો પ્રતિસાદ મળ્યો. તે જ શૃંખલામાં આ બીજું પુસ્તક છે. આશા છે કે વાચકો મહર્ષિના વિચારોની ગહનતા અને સાર્થકતાને સમજી તે અનુસાર આચરણ કરશે અને પોતાના બાળકો પાસે કરાવશે તો ખરા અર્થમાં આર્ય (શ્રેષ્ઠ) બની શકશે.

એક શબ્દમાં, એક વાક્યમાં અને લાંબા પ્રશ્નોત્તરો એમ ત્રણેય પ્રકારના પ્રશ્નો વિષય-વસ્તુ આધારિત આપવામાં આવેલ છે. જેની યાદી પરિશિષ્ટ-૨ અને પરિશિષ્ટ-૩ માં આપેલ છે.

**આભાર-અભિવ્યક્તિ :**

સૌપ્રથમ હું સર્વપ્રેરક સવિતાદેવ પરમાત્માનો હૃદયપૂર્વક આભાર માંનું છું કે તેમણે આપેલી શક્તિ, અપાર કૃપા અને પ્રેરણાથી આ લેખન કાર્ય સંપન્ન થયું. પ્રસ્તુત ગુજરાતી સંસ્કરણના સૂત્રધાર અને પ્રેરકકર્તા આચાર્યશ્રી દિનેશજી(દર્શન યોગ મહાવિદ્યાલય, રોજડ)ને હાર્દિક ધન્યવાદ. આ ઉપરાંત શ્રીમતી દેવયાનીબા એચ. રાણાનો વિશેષ ધન્યવાદ કે તેમણે અત્યંત વ્યસ્ત હોવા છતાં નિસ્વાર્થભાવે પ્રસન્નતાપૂર્વક આ પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કર્યો. આ ઉપરાંત ઉચ્ચ યોગ્યતા ધરાવતા પ્રૂફ રીડર ઠાકોરલાલ એમ. શાહ તથા વાનપ્રસ્થા જયાબેન આર્યાનો પણ આભાર માનું છું કે જેઓએ આ લઘુ પુસ્તિકાનું સંપાદન અને પ્રૂફ ચકાસણીનું કાર્ય હાથ ધરી, અમૂલ્ય સુધારા કરી અમને કૃતાર્થ કર્યા છે.

આ પુસ્તક છપાવવા માટે જેમણે આર્થિક સહાયતા કરી છે તેઓનો પણ હું આભાર માનું છું.

નિવેદિકા

**કંચન આર્યા**

## વ્યવહારભાનુ : ભૂમિકા (પ્રશ્નોત્તર)

**(૧) મહર્ષિ દયાનંદના મત અનુસાર કઈ વ્યક્તિને સર્વત્ર સુખની પ્રાપ્તિ થાય છે ?**

**જવાબ :** જે ધર્મયુક્ત યથાયોગ્ય વ્યવહાર કરે છે, તેને સર્વત્ર સુખની પ્રાપ્તિ થાય છે.

**(૨) કઈ વ્યક્તિ હંમેશાં દુઃખી રહે છે ?**

**જવાબ :** જે ધર્મયુક્ત વ્યવહારથી વિપરીત વર્તે છે, તે સદા દુઃખી રહે છે અને પોતાને પણ હાનિ કરે છે.

**(૩) ઋષિની આ બંને માન્યતાઓ શેના પર આધારિત છે ?**

**જવાબ :** ઋષિના શબ્દોમાં : "મેં પરીક્ષા કરી નિર્ણય કર્યો છે". આથી પરીક્ષણના આધાર પર જ તેમની આ માન્યતાઓ છે.

**(૪) ઉચિત વ્યવહાર માટે મહર્ષિએ કયું ઉદાહરણ પ્રસ્તુત કર્યુ છે ?**

**જવાબ :** તેમના મત અનુસાર, જ્યારે કોઈ સભ્ય મનુષ્ય વિદ્વાનોની સભામાં અથવા કોઈની પાસે જઈ પોતાની યોગ્યતા અનુસાર નમ્રતાપૂર્વક 'નમસ્તે' વગેરે કહીને, બેસીને બીજાની વાતને ધ્યાનપૂર્વક સાંભળે અને તેનો સિદ્ધાંત સમજીને, નિરાભિમાની બનીને યોગ્ય ઉત્તર આપે છે, ત્યારે સજ્જન લોકો પ્રસન્ન થઈને તેનો સત્કાર કરે છે. આથી વિપરીત, જે ગમે-તેમ એટલે કે પ્રસંગને ધ્યાનમાં લીધા વિના વ્યર્થ બોલે છે તેનો સજ્જન લોકો તિરસ્કાર કરે છે.

**(૫) કયા મનુષ્યનો વિશ્વાસ અને સન્માન શત્રુઓ પણ કરે છે ?**

**જવાબ :** ધાર્મિક મનુષ્યનો.

**(૬) કોનો વિશ્વાસ મિત્રો પણ કરતા નથી ?**

**જવાબ :** અધર્મી મનુષ્યનો.

**(૭) કયા મનુષ્યનું કાર્ય બગડતું નથી ?**

**જવાબ :** જે મનુષ્ય સુશીલ હોય, ભલે તે ઓછું શિક્ષણ ધરાવતો હોય છતાં તેનું કાર્ય બગડતું નથી.

**(૮) મહર્ષિએ વ્યવહારભાનુ ગ્રંથ કયા આધાર પર રચ્યો છે ?**

**જવાબ :** વેદ આદિ શાસ્ત્રો તથા સત્યના શ્રેષ્ઠ વિચારવાળા વિદ્વાનોની શૈલી પર આધારિત છે.

**(૯) આ ગ્રંથ લખવાનો ઉદ્દેશ શું છે ?**

**જવાબ :** મહર્ષિએ આ ગ્રંથ બધા મનુષ્યોના ઉત્તમ શિક્ષણ માટે લખેલો છે. તેમની ઇચ્છા હતી કે બધા મનુષ્યો સ્વયં પોતે ભણે, બીજાને પણ ભણાવી પોતાની, પોતાના સંતાનોના અને વિદ્યાર્થીઓના આચરણને ઉત્તમ બનાવે. પરિણામે તેઓ જીવનમાં સુખી થાય.

**(૧૦) આ ગ્રંથ કઈ ભાષામાં લખાયેલો છે ?**

**જવાબ :** આ ગ્રંથ સરળ હિન્દી ભાષામાં લખાયેલો છે, પરંતુ કોઈ કોઈ જગાએ પ્રમાણો માટે શાસ્ત્રોમાંથી સંસ્કૃત ભાષાનાં પણ ઉદાહરણો રજૂ કરવામાં આવ્યાં છે.

**(૧૧) પુસ્તકની શૈલી કેવી છે ?**

**જવાબ :** પુસ્તકની શૈલી સરળ છે. વિષયને સમજાવવા માટે વચ્ચે-વચ્ચે રોચક ઉદાહરણો આપેલાં છે. જેથી વાચક લેખકના અભિપ્રાયને સહેલાઈથી સમજી પોતાના વ્યવહાર અને સ્વભાવને સુધારી શકે અને તે અનુસાર ઉત્તમ વ્યવહાર કરી શકે છે.

**(૧૨) આ ગ્રંથની રચના મહર્ષિએ ક્યારે કરી ?**

**જવાબ :** આ ગ્રંથની રચના મહર્ષિએ સંવત ૧૯૩૬ના ફાગણ સુદ પૂનમના રોજ કરી છે.

## વિષય-વસ્તુ

**(૧૩) બધા પ્રકારના સુખની પ્રાપ્તિનું સાધન કયું છે ?**

**જવાબ :** યથાયોગ્ય વ્યવહાર.

## ઉત્તમ શિક્ષણ

**(૧૪) ઉત્તમ શિક્ષણથી મનુષ્યને શેની પ્રાપ્તિ થાય છે ?**

**જવાબ :** ઉત્તમ શિક્ષણથી મનુષ્યને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

**(૧૫) ઉત્તમ શિક્ષણ વિનાનું જીવન કેવું હોય છે ?**

**જવાબ :** ઉત્તમ શિક્ષણ વિના મનુષ્યનું જીવન પશુના જેવું અને દુઃખી હોય છે.

**(૧૬) મહર્ષિએ વ્યવહાર સંબંધી શિક્ષણનું કથન શા માટે કર્યું ?**

**જવાબ :** બાળકથી લઈ વૃદ્ધ પર્યંત મનુષ્યોનું જીવન સુધારવા માટે. કેમ કે એ સુશિક્ષણનું મહત્વપૂર્ણ અંગ છે.

## પંડિત(અધ્યાપક)નાં લક્ષણ

**(૧૭) વ્યવહારભાનુમાં સૌ પ્રથમ કોના ગુણ દર્શાવવામાં આવ્યા છે ?**

**જવાબ :** સૌપ્રથમ અભ્યાસ અને શિક્ષણ પ્રદાન કરનારા પંડિતના લક્ષણ દર્શાવવામાં આવ્યા છે.

**(૧૮) આ ગુણ કેટલા શ્લોકના માધ્યમથી દર્શાવવામાં આવ્યો છે ?**

**જવાબ :** ૬ શ્લોક ના માધ્યમથી.

**(૧૯) આ શ્લોકો ક્યાંથી લેવામાં આવ્યા છે ?**

**જવાબ :** મહાભારતના ઉદ્યોગપર્વમાં ઉલ્લેખાયેલ ‘વિદુર પ્રજાગર’ના ૩૩મા અધ્યાયમાંથી લેવામાં આવ્યા છે.

**(૨૦) પ્રત્યેક શ્લોકમાં(૧) દર્શાવાયેલ ગુણોને ક્રમવાર જણાવો.**

**જવાબ :** પ્રથમ શ્લોકમાં નિમ્નલિખિત ગુણ આપેલ છે:

(૧) आत्मज्ञानम्-જેને આત્મા અને પરમાત્માનું યથાર્થ જ્ઞાન છે.

(૨) समारंभ-આળસનો ત્યાગ કરી સદા ઉદ્યમી(પરિશ્રમી) બનવું.

(૩) तितिक्षा-સુખ-દુઃખાદિમાં સહનશીલ બનવું.

(૪) धर्मनित्यता-ધર્મનું નિત્ય પાલન કરનાર બનવું.

(૫) यमर्था नापाकर्षन्ति-જેને કોઈ પદાર્થ(વિષય) ધર્મ છોડાવીને, અધર્મ તરફ આકર્ષી ન શકે.

**(૨૧) આ શ્લોકમાં આત્મા શબ્દનો શું અર્થ છે ?**

**જવાબ :** પરમાત્મા અને જીવાત્મા.

**(૨૨) તિતિક્ષા શબ્દનો અર્થ કહો ?**

જવાબ : સુખ-દુઃખાદિને સહન કરવું.

**(૨૩) દ્વિતીય શ્લોકમાં(૨) પંડિતના ક્યા-ક્યા ગુણ દર્શાવવામાં આવ્યા છે ?**

જવાબ : દ્વિતીય શ્લોકમાં પંડિતના નિમ્નલિખિત ગુણ દર્શાવેલ છે :

(૧) प्रशस्तानि निषेवते-જે સદા ધર્મયુક્ત કર્મોને કરનાર છે.

(૨) निन्दितानि न सेवते-જે બૂરા અધર્મયુક્ત કર્મોને કદી કરનાર નથી.

(૩) अनास्तिक-જે નાસ્તિક નથી એટલે કે કદી પણ ઈશ્વર, વેદ, ધર્મનો વિરોધ કરનાર નથી.

(૪) श्रद्धानः-શ્રદ્ધાવાન એટલે કે પરમાત્મા, સત્યવિદ્યા અને ધર્મમાં દૃઢ વિશ્વાસ ધરાવનાર.

**(૨૪) નાસ્તિકમાંથી શું ભાવાર્થ લેવામાં આવ્યો છે ?**

જવાબ : ઈશ્વર, વેદ અને ધર્મના વિરોધીઓ નાસ્તિક કહેવાય છે.

**૨૫) શ્રત્ અથવા શ્રદ્ધાનો શો અર્થ લેવામાં આવ્યો છે ?**

જવાબ : પરમાત્મા, સત્યવિદ્યા અને ધર્મમાં દૃઢ વિશ્વાસ.

**(૨૬) પંડિતની બુદ્ધિમતાનાં પ્રથમ લક્ષણો ક્યા શ્લોકમાં(૩) અને કયા કયા દર્શાવ્યા છે ?**

જવાબ : પંડિતની બુદ્ધિમતાનાં પ્રથમ લક્ષણો ત્રીજા શ્લોકમાં (વિદુર પ્રજાગર અ. ૩૩ : ૨૨)માં દર્શાવેલ છે. જે નીચે મુજબ છે :

(૧) क्षिप्रं विजानाति-જે વેદાદિ શાસ્ત્રો તથા અન્યના કહેલા અભિપ્રાયને તરત જ (અથવા) જાણી જાય છે.

(૨) चिरं शृणोति-જે લાંબા સમય સુધી વેદાદિ શાસ્ત્રો અને ધાર્મિક વિદ્વાનોનાં વચનોને ધ્યાનપૂર્વક સાંભળનાર છે.

(૩) अर्थ च विज्ञाय कामात् न भजते-જે વાતને યોગ્યરૂપે સમજી, નિરાભિમાની, શાંત બનીને બીજાને પ્રત્યુત્તર આપે તથા

કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, શોક જેવા દુર્ગુણોથી દૂર રહે; તથા

(૪) परार्थे असंपृष्टो न ही उपयुक्ते-જે બે વ્યક્તિઓ વચ્ચેની વાતચીતમાં પ્રસંગ વિના બિનઉપયોગી ભાષણ-બોલવા વગેરેનો વ્યવહાર (અથવા) ન કરે.

**(૨૭) શું બે વ્યક્તિઓ વચ્ચેની વાતચીતમાં યોગ્ય વાત પણ ન કહેવી જોઈએ ?**

**જવાબ :** આમ તો બે વ્યક્તિઓ વચ્ચે થઈ રહેલી વાતચીતમાં વગર પૂછ્યે બોલવું અસભ્યતા કહેવાય છે, તેથી ન બોલવું જોઈએ. જો તે કોઈ પરામર્શ કરવા માગે તો બોલી શકાય. આ સિવાય ક્યારેક ખૂબ જ અયોગ્ય અથવા અન્યાયપૂર્ણ વાતને કાપવા માંગે, તો પહેલા તેની પાસેથી અનુમતિ લઈ નમ્રતાપૂર્વક પોતાના વિચાર સંક્ષેપમાં રજૂ કરે એ જ શિષ્ટ વ્યવહાર છે.

**(૨૮) પંડિતોના લક્ષણો વર્ણવતા ચોથા શ્લોકમાં(૪) કયા લક્ષણો કહેવાયા છે ?**

**જવાબ :** ત્રીજા શ્લોકમાં પંડિતનાં ત્રણ લક્ષણો વર્ણવાયાં છે, જે નીચે મુજબ છે :

(૧) अप्राप्यं न अभिवाञ्छन्ति-જે મનુષ્યો એવા અયોગ્ય પદાર્થોને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતા નથી જે તેમને પ્રાપ્ત થઈ શકે તેમ ન હોય.

(૨) नष्टं शोचितुं न इच्छन्ति-જો કોઈ પદાર્થ જે તેમને પ્રાપ્ત થઈ શકે તેમ ન હોય તે નષ્ટભ્રષ્ટ અથવા ખતમ થઈ જાય તો પણ શોક કરતા નથી; તથા

(૩) आपत्सु न मुह्यन्ति-જે મનુષ્ય કોઈ મહાન દુઃખદાયક વ્યવહાર પ્રાપ્ત થવા છતાં મૂઢ બનીને ગભરાતો નથી, જે મનુષ્યોમાં આવાં લક્ષણો હોય છે તેમની બુદ્ધિ પંડિતો જેવી હોય છે.

**(૨૯) આ ઉપરોકત ત્રણ લક્ષણો સાથે પંડિતને શો સંબંધ છે ?**

**જવાબ :** ઊંડાણપૂર્વક વિચારવાથી સ્પષ્ટ થાય છે કે જે મનુષ્યમાં આ ગુણ કે લક્ષણ ન હોય, તે ઘણું કરીને કોઈ ને કોઈ દુ:ખ કે શોકથી ગ્રસ્ત રહે છે. કેમ કે જીવનમાં વિયોગ, નાશ, મુસીબતો આવતી જ રહે છે. આ સિવાય તે આ કલ્પનાથી જગતમાં અસંભવ પદાર્થોની પ્રાપ્તિની આશા અને સ્વપ્ન સેવે છે, જે ન મળવાથી કુંઠિત અને નિરાશ થઈ જાય છે. શું આવી વ્યક્તિ વિદ્યા પ્રાપ્ત કરી શકે કે પ્રદાન કરી શકે ? આથી બુદ્ધિમાન કે પંડિત માટે ઉપર લખેલા ગુણો હોવા જરૂરી છે.

**(૩૦) ચોથા શ્લોકમાં(૫) પંડિતનાં કયાં લક્ષણોનો ઉલ્લેખ છે ?**

**જવાબ :** આ શ્લોકમાં પંડિતના જે લક્ષણોનો ઉલ્લેખ છે, તેનો સીધો સંબંધ શિક્ષણ આપનારના ગુણો સાથે છે. આ લક્ષણો નીચે મુજબ છે :

(૧) प्रवृत्तवाक्-જેની વાણી સર્વ પ્રકારની વિદ્યાઓ શીખી શકાય તેવી છે.

(૨) चित्रकथः-જે અદ્-ભુત પ્રકારની વિદ્યાઓથી સંબંધિત કથા કહેવામાં સમર્થ છે અથવા એક જ વિષયને વિવિધ રીતે રજૂ કરવામાં સમર્થ છે.

(૩) ऊहवान्-જે પહેલા ન જાણેલા પદાર્થોને તર્કથી તરત જ જાણી લે છે.

(૪) प्रतिभानवत्-જે સાંભળેલી, શીખેલી અને વિચારેલી વિદ્યાઓને બીજા સમક્ષ વ્યક્ત કરવાની યોગ્યતા ધરાવે છે; તથા

(૫) ग्रन्थस्य आशु वक्ता-જે બધી વિદ્યાઓના ગ્રંથો અન્ય મનુષ્યોને શીઘ્રતાથી ભણાવવાનું સામર્થ્ય ધરાવે છે.

**(૩૧) બુદ્ધિમાન અને પંડિતના લક્ષણો વર્ણવતા છઠ્ઠા અને અંતિમ શ્લોકમાં શું કહેવાયું છે ?**

**જવાબ :** પાંચમાં શ્લોકમાં કહેવાયું છે કે જે મનુષ્યમાં નીચેના ગુણો કે લક્ષણો હોય તે પંડિત કહેવાને યોગ્ય છે :

(૧) श्रुतं प्रज्ञानुगम्-જેની સાંભળેલી અને પ્રાપ્ત કરેલી વિદ્યા પોતાની બુદ્ધિને સદા અનુકૂળ હોય છે.

(૨) यस्य प्रज्ञा श्रुतानुगा एव-(જેની)બુદ્ધિ અને ક્રિયા-આચરણ સાંભળેલી અને મેળવેલી વિદ્યા અનુસાર હોય છે; તથા

(૩) असंभ्भिन-आर्य-मर्याद:-જે ધાર્મિક શ્રેષ્ઠ પુરુષોની મર્યાદાનો રક્ષક તથા અધાર્મિક અને ડાકુઓ વગેરેનો નાશ કરનાર મનુષ્ય છે.

**(૩૨) 'સાંભળેલી અને બુદ્ધિને અનુકૂળ તથા બુદ્ધિ અને ક્રિયા શીખેલી વિદ્યા અનુસાર' હોવાનું શું તાત્પર્ય છે ?**

**જવાબ :** તાત્પર્ય એ છે કે જે સાંભળે અને શીખે એવા પંડિતની બુદ્ધિ એવી હોવી જોઈએ કે તે તર્કપૂર્વક એ તત્વનો સ્વીકાર કરી લે એટલે કે તે તત્વની યથાર્થતાને સમજીને ગ્રહણ કરી શકે. આથી ઊલટું, તે બુદ્ધિથી જે વિચારે અને સમજે તે પણ શાસ્ત્રોને અનુકૂળ જ સિદ્ધ હોવું જોઈએ, તેનાથી વિપરીત નહીં. કહેવાનું તાત્પર્ય એ જ છે કે તે મનુષ્ય બુદ્ધિથી પંડિત બની શકે છે, જેની બુદ્ધિ અને તર્ક શાસ્ત્રોમાં કહેલી વિદ્યા સત્ય હોય એ રીતે યોગ્ય માનતો હોય તથા એ રીતે તે અનુસાર વ્યવહાર કરતો હોય તથા તેની બુદ્ધિ કુતર્કવાળી અને દુરાગ્રહી ન હોવી જોઈએ.

**(૩૩) ઉપર કહેલા બધા લક્ષણોવાળા શિક્ષકોથી શો લાભ થાય ?**

**જવાબ :** આ બધા લક્ષણોવાળા શિક્ષક સત્ય પુરુષ અને બુદ્ધિમાન હોય છે. આવા શિક્ષણવાળા શિક્ષક વિદ્યા અને ધર્મની સદા વૃદ્ધિ કરે છે. પરિણામે તેમનાં સુખ અને આનંદ વધતાં રહે છે.

**(૩૪) જો આવા ગુણોવાળા શિક્ષક ન મળે તો શું પરિણામ આવશે ?**

**જવાબ :** જેમનામાં આ ગુણ ન હોય તે શિક્ષક (ભણવા-ભણાવવામાં) મૂર્ખ હોય છે. તેમના શિક્ષણથી અધર્મ અને અવિદ્યાની વૃદ્ધિ થાય છે. પરિણામે સુખના સ્થાને દુઃખ મળે છે.

(૧) आत्मज्ञानं समारंभस्तितिक्षा धर्मनित्यता ।
यामार्थान्नापकर्षन्ति स वै पण्डित उच्यते ॥

(२) निषेवते प्रशास्तानी निन्दितानी न सेवते ।
अनास्तिकः श्रद्धान एतत् पन्दित्लाक्षनं ॥

(३) नाप्राप्य मभिवान्छन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।
आपत्सु च न मुह्यन्ति नराः पण्डित बुद्धयः ॥

(४) प्रवृतवाक् चित्रकथ उह्वान् प्रतिभानवान् ।
आशु ग्रंथस्यवक्ता च यः पंडित उच्यते ॥

(५) श्रुतं प्रज्ञानुगं यस्य प्रज्ञाचैव श्रुतानुगा ।
असंम्भिन्नार्य्यमर्यादः पण्डिताख्यां लभेत सः ॥

## મૂર્ખના લક્ષણ

**(૩૫) મહર્ષિએ મૂર્ખના કયાં-કયાં લક્ષણો દર્શાવ્યાં છે ?**

**જવાબ :** મહર્ષિએ મહાભારત : ઉદ્યોગપર્વ : વિદુરપ્રજાગર : અધ્યાય ૩૩ : શ્લોક ૩૦-૩૧ના આધાર મુજબ મૂર્ખનાં લક્ષણો નીચે મુજબ દર્શાવ્યાં છે :

(૧) अश्रुतः च समुन्नद्धो–જે કોઈ વિદ્યા શીખ્યા વિના, વિદ્વાનનો ઉપદેશ સાંભળ્યા વિના હોય તે ભારે ઘમંડી હોય છે.

(૨) दरिद्रः च महामनाः–દરિદ્ર હોવા છતાં ધનની મદદથી સંબંધિત મહાન કાર્યો કરવાની ઈચ્છા રાખે છે.

(૩) अकर्मणा अर्थाश्च प्रेप्सुः–કોઈ કર્મ (પરિશ્રમ) કર્યા વિના મહાન ફળની ઈચ્છા રાખે છે.

(૪) अनाहूतः प्रविशतिः–જે આમંત્રણ વિના જ્યાં-ત્યાં સભા વગેરે સ્થાનોમાં જઈને સત્કાર તથા ઉચ્ચાસનની ઈચ્છા રાખે અથવા સર્વ સજ્જનોને તેનું આચરણ અપ્રિય લાગે એ રીતે વર્તન કરે છે.

(૫) अपृष्टः बहु भाषतेः–કોઈના પૂછ્યા વિના ગમે તેમ બકવાટ કરે છે; તથા

(૬) अविश्वस्ते विश्वंसितिः–અવિશ્વાસુ લોકો પર વિશ્વાસ મૂકે છે, જેના પરિણામે પોતાને જ નુકસાન કરે છે.

**(૩૬) મૂર્ખના લક્ષણોને સ્પષ્ટ કરવા કયું ઉદાહરણ આપ્યું છે ?**

**જવાબ :** દરિદ્ર શેખચલ્લી અને વાણિયાનું ઉદાહરણ.

**(૩૭) દરિદ્ર શેખચલ્લી અને વાણિયાનું ઉદાહરણ કયા પ્રસંગમાં આપેલ છે ?**

**જવાબ :** મૂર્ખના લક્ષણો સમજાવવા શેખચલ્લીનું ઉદાહરણ આપેલ છે. ઉદાહરણ : શેખચલ્લી અને વાણિયો.

**(૩૮) આ ઉદાહરણમાં સામર્થ્ય વિના મોટા-મોટા મનોરથ અને ભવિષ્યની કલ્પનાઓ કોણે કરી ?**

**જવાબ :** શેખચલ્લી અને વાણિયાએ બંનેએ.

**(૩૯) વાણિયાએ શું વિચાર(કલ્પના) કર્યો ?**

**જવાબ :** વાણિયાએ દશ રૂપિયા ઉધાર લઈ ઘી ખરીદ્યું હતું. તે ઘીને ઘડામાં ભરી ઘડો ઉપાડવા કોઈ મજૂરની તપાસમાં હતો ત્યારે શેખચલ્લી ચાર આનાની મજૂરીમાં ઘડો ઉપાડવા તૈયાર થયો. જયારે શેખચલ્લી ઘી ઉપાડી જઈ રહ્યો હતો ત્યારે વાણિયો ભવિષ્યની કલ્પનાઓમાં ખોવાઈને મનોરથો ઘડવા લાગ્યો કે દશ રૂપિયાનું આ ઘી ૧૧ રૂપિયામાં વેચાશે. દશ રૂપિયાનું ઉધાર ચૂકવી ૧ રૂપિયો બચશે. આ રીતે દશ ફેરામાં દશ રૂપિયા બચશે. એ જ રીતે દશના સો, સોના હજાર, હજારના લાખ, લાખના કરોડ થશે. પછી ઠેક-ઠેકાણે બંગલાઓ બનાવીશ અને સર્વ રાજાઓને મારા કરજદાર બનાવીશ વગેરે.

**(૪૦) શેખચલ્લીએ કેવા મનોરથ ઘડ્યા ?**

**જવાબ :** ઘીનો ઘડો લઈ જતો શેખચલ્લી કલ્પના કરવા લાગ્યો કે ચાર આનાની મજૂરી મેળશે તેનું રૂ લઈને સૂતર કાંતીને વેચીશ. તેના આઠ આના મળશે. પછી આઠ આનાનો રૂપિયો થશે. પછી એ જ રીતે બે રૂપિયા થશે. તે (રૂપિયા)થી એક બકરી લઈશ. જયારે તેના બચ્ચાં થશે તો વેચીને ગાય લઈશ.ગાયનાં બચ્ચાંને વેચીને ભેંસ, ભેંસનાં બચ્ચાંને વેચીને ઘોડી, ઘોડીનાં બચ્ચાંને વેચીને

હાથણી અને હાથણીનાં બચ્ચાંને વેચીને બે બીબીઓને પરણીશ. એકનું નામ પ્યારી અને બીજીનું નામ અણપ્યારી રાખીશ. જ્યારે પ્યારીના બાળકો ખોળામાં બેસવા આવશે ત્યારે બેસાડીશ, પરંતુ અણપ્યારીનાં બાળકો ખોળામાં બેસવા આવશે ત્યારે ના કહીશ.

**(૪૧) આવા મનોરથો સાથે જ બધા વ્યાપાર, નોકરી આદિ શરૂ કરે છે, તો શેખચલ્લી અને વાણિયાના મનોરથોનું શું થયું ?**

**જવાબ :** જ્યારે શેખચલ્લીએ મનોરથ સેવતાં અણપ્યારીનાં બાળકોને ખોળામાં બેસવાની ના પાડતાં, તેણે પોતાનું માથું હલાવ્યું. ઘડો પડી ગયો અને ફુટી ગયો. ઘી જમીન પર ઢોળાઈને ધૂળમાં મળી ગયું.

**(૪૨) ઘી ઢોળાવાથી બંનેએ શું કર્યું ?**

**જવાબ :** ઘી ઢોળાવાથી બંને રડવા લાગ્યા અને પોત-પોતાના મનોરથોનો હવાલો દઈ કહેવા લાગ્યા કે મારું વસાવેલું ઘર અને મારો લાભ બધું નષ્ટ થયું. બંને એકબીજાને મહામૂર્ખ કહી મારપીટ કરવા લાગ્યા. પછી શેખચલ્લી પોતાના ઘરે ભાગી ગયો અને વાણિયો ઘીને ઠીકરામાં ભેગું કરી પોતાના ઘરના રસ્તે ચાલ્યો ગયો.

**(૩૭) આ ઉદાહરણ દ્વારા મહર્ષિ શું શિક્ષણ આપવા માંગે છે ?**

**જવાબ :** આ ઉદાહરણ દ્વારા મહર્ષિ જણાવવા ઇચ્છે છે કે સામર્થ્ય વિના ઉચ્ચ કક્ષાના મનોરથો સેવવા તથા પરિશ્રમ કર્યા વિના અમુલ્ય પદાર્થોની આશા રાખવી અને ભવિષ્યની કલ્પનાઓમાં રાચવું એ મૂર્ખતા છે. આ પ્રકારના મનુષ્યોને વિદ્વાન લોકો મૂર્ખ કહે છે. આથી પોતાના સામર્થ્ય અનુસાર જ ઇચ્છા રાખવી જોઈએ, ત્યારે જ તે પૂર્ણ થાય છે તેથી પરિશ્રમ પ્રમાણે પદાર્થોની પ્રાપ્તિની આશા રાખવી જોઈએ.

## વિદ્યાર્થીઓના દોષ

**(૪૩) વિદ્યાર્થીઓના કયા-કયા સાત દોષ ગણાવ્યા છે ?**

**જવાબ :** વિદ્યાર્થીઓના નીચે મુજબના સાત દોષ ગણાવ્યા છે :

(૧) આલસ્ય એટલે કે આળસ, (૨) મદમોહ એટલે કે અભિમાન, નશો કરવો, મૂઢતા (૩) ચાપલ્ય એટલે કે ચંચળતા, (૪) ગોષ્ઠી

એટલે કે નકામી જ્યાં-ત્યાંની ઢંગધડા વગરની વાતો કરવી, (૫) સ્તબ્ધતા એટલે કે જડતા, કદી ભણવું, કદી ન ભણવું, (૬) અભિમાન એટલે કે વ્યર્થ ઘમંડ કરવો તેમજ (૭) અત્યાગિત્વ એટલે કે (ત્યાગની ભાવના ન હોવી) લોભલાલચ રાખવા.

**(૪૪) આ બધા દોષ કેમ માનવામાં આવે છે ?**

**જવાબ :** કેમ કે જેનામાં આ બધા દોષો હોય તેઓ વિદ્યા પ્રાપ્તિમાં સફળ થતા નથી.

## વિદ્યા અને સુખ

**(૪૫) વિદ્યાપ્રાપ્તિ અને સુખનો પરસ્પર શો સંબંધ છે ?**

**જવાબ :** વિદ્યાપ્રાપ્તિ અને સુખ પરસ્પર વિરોધી છે કેમ કે વિદ્યા ગ્રહણ કરવા માટે ખૂબ પરિશ્રમ કરવો પડે છે. આળસ અને રૂપ-રસ આદિ વિષય સુખના ઇચ્છુક પરિશ્રમ કરી શકતા નથી.આથી સુખની ઇચ્છાને ત્યાગીને જ વિદ્યા પ્રાપ્ત થઈ શકે છે. દા.ત. નિદ્રાનું સુખ, ટી.વી. જોવાનું સુખ લઈશુ તો વિદ્યા ગ્રહણમાં પાછળ રહી જવાશે.



**(૪૬) આ તથ્યને સિદ્ધ કરવા માટે મહર્ષિએ કયું પ્રમાણ રજૂ કર્યું છે ?**

**જવાબ :** તેના માટે મહર્ષિએ મહાભારત : ઉદ્યોગપર્વ : વિદુરપ્રજાગર : અધ્યાય : ૪૦ : ૭નો નીચેનો શ્લોક રજૂ કર્યો છે.

> ''सुखार्थिन कुतो विद्या नास्ति विद्यार्थिनः सुखम् ।
> सुखार्थी वा त्यजेद् विद्यां विद्यार्थी वा त्यजेत् सुखम् ॥''

એટલે કે જેને સુખ-ચેનની ઇચ્છા છે તેને વિદ્યા ક્યાંથી મળે અને જેનું ચિત્ત વિદ્યા ગ્રહણ કરવા-કરાવવામાં લાગેલું છે, તેને વિષય સંબંધી સુખ-ચેન ક્યાંથી ? આથી વિષય સુખના ઇચ્છુકે વિદ્યા છોડવી અને વિદ્યાર્થી વિષય સુખથી અવશ્ય દૂર જ રહે. નહિ તો પરમ ધર્મરૂપ વિદ્યાનું ભણવું-ભણાવવું કદી પણ બની શકશે નહીં.

## બ્રહ્મચર્ય અને વિદ્યાપ્રાપ્તિ

**(૪૭) વિદ્યાપ્રાપ્તિ માટે મનુષ્યએ પોતાનું જીવન કેવી રીતે જીવવું જોઈએ ?**

**જવાબ :** વિદ્યાપ્રાપ્તિ માટે મનુષ્યએ પોતાનું જીવન બ્રહ્મચર્યપૂર્વક જીવવું જોઈએ.

**(૪૮) મહર્ષિએ બ્રહ્મચર્યનું તાત્પર્ય(સાર) શું જણાવ્યું છે ?**

**જવાબ :** મહર્ષિએ બ્રહ્મચર્યનો વ્યાપક અર્થ લીધો છે : (૧) જિતેન્દ્રિયતા (૨) વેદ આદિ સત્યશાસ્ત્રોનું અધ્યયન (૩) પરમાત્માની ઉપાસનાનો અભ્યાસ વગેરે કર્મ કરવું, તથા (૪) આચાર્યકુળમાં જઈ વિદ્યાપ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો – આ બધા ગુણ અને કર્મ બ્રહ્મચર્ય અંતર્ગત આવે છે. (અહીંયાં ચોથો મુદ્દો આગળ આપેલ બ્રહ્મચર્યની વ્યાખ્યામાંથી લીધેલ છે.)

**(૪૯) બ્રહ્મચર્યના શું-શું લાભ છે ? અને તેનાથી વિદ્યાપ્રાપ્તિ કેવી રીતે થાય છે ?**

**જવાબ :** મહર્ષિએ મહાભારતના શ્લોકને ટાંકીને જણાવ્યું છે કે જે મનુષ્ય જન્મથી લઇ મૃત્યુ પર્યંત બ્રહ્મચારી રહે છે, તેને : (૧) બધા શુભ ગુણોની પ્રાપ્તિ થાય છે. (૨) આ લોક એટલે કે દુન્યવી સુખની સાથે-સાથે તેને સર્વાનંદ પરમાત્માનો આનંદ પણ પ્રાપ્ત થાય છે. (૩) જે નિરંતર સત્યમાં રમણ-આચરણયુક્ત, શાંત, ઉત્કૃષ્ટ અને શુભગુણોથી યુક્ત હોય છે, તથા (૪) તેનું શરીર રોગરહિત અને પરાક્રમયુક્ત હોય છે, તથા (૫) આ ઉપર જણાવેલા ગુણોને કારણે તેઓનાં સર્વ ખરાબ કાર્યો અને દુ:ખો નાશ પામે છે અને સર્વોત્તમ ધર્મયુક્ત કર્મ કરવાથી સર્વ સુખોની પ્રાપ્તિ થાય છે.

**(૫૦) બ્રહ્મચર્યથી વિદ્યાની પ્રાપ્તિ કેવી રીતે થાય છે ?**

**જવાબ :** આ બધા ગુણો અને વિશેષતાઓને કારણે જ મનુષ્ય સારો વિદ્યાર્થી અને સારો અધ્યાપક બની શકે છે. આથી બ્રહ્મચર્ય વિદ્યાપ્રાપ્તિમાં સહાયક છે.

## શૂરવીર

**(૫૧) મહર્ષિએ શૂરવીર કોને કહ્યા છે ?**

**જવાબ :** દૃઢ, ઉત્સાહી અને ઉદ્યમી મનુષ્યોને જ શૂરવીર કહ્યા છે.

**(૫૨) તેમણે કેટલા પ્રકારના શૂરવીર કહ્યા છે ?**

**જવાબ :** મહર્ષિએ નિમ્નલિખિત પ્રકારના શૂરવીર કહ્યા છે, કેમ કે તે બધામાં દૃઢતા, ઉત્સાહ અને ઉદ્યમ જેવા ગુણો ભરપૂર જોવા મળે છે.

(૧) જે વેદાદિ શાસ્ત્રોને ભણવા-ભણાવનારા છે.

(૨) જે દુષ્ટોના નાશ અને શ્રેષ્ઠોનું પાલન કરનારા છે.

(૩) જે ગુરુ એટલેકે નિષ્કપટી અને પરોપકારી અધ્યાપકની સેવા કરનારા છે.

(૪) જે પોતાના જનક(પિતા)ની સેવા કરનારા છે.

(૫) જે માતાની સેવા અને પૂજા કરનારા છે.

(૬) જે સંન્યાસાશ્રમથી યુક્ત અતિથિરૂપ બનીને સર્વત્ર ભ્રમણ કરીને પરોપકાર કરનારા છે.

(૭) જે વાનપ્રસ્થને ગ્રહણ કરી તે અનુસાર કર્મ કરનારા છે.

(૮) જે ગૃહસ્થાશ્રમના વ્યવહારમાં કુશળ છે.

(૯) જે અતિથિઓની પૂજા કે સેવા કરનાર છે.

**(૫૩) મહર્ષિએ ગુરુ શબ્દ કયા અર્થમાં લીધો છે ?**

**જવાબ :** મહર્ષિએ નિષ્કપટ અને પરોપકારી અધ્યાપકને જ ગુરુ કહ્યા છે. (આ રીતે ધનના લોભી અધ્યાપક તેમજ ઉપદેશક ગુરુ કહી શકાય નહીં.)

**(૫૪) બધા પ્રકારના સુખોની પ્રાપ્તિ કોને થાય છે ?**

**જવાબ :** જે પોતાના તન, મન, ધન, વિદ્યા અને ધર્મનો શુભ ગુણો ગ્રહણ કરવામાં સદા ઉપયોગ (અથવા ઉદ્યમ કરે છે) કરે છે, તેને જ બધા સુખોની પ્રાપ્તિ થાય છે.

## શિક્ષણ અને વિદ્યા

**(૫૫) શું શિક્ષણ અને વિદ્યા - આ બંને શબ્દ પર્યાયવાચી છે ?**

**જવાબ :** શિક્ષણ અને વિદ્યા - આ બંને શબ્દ પર્યાયવાચી નથી.

**(૫૬) શિક્ષણ કોને કહેવાય ?**

**જવાબ :** જેના દ્વારા મનુષ્ય વિદ્યા આદિ શુભ ગુણોની પ્રાપ્તિ કરી શકે અને અવિદ્યા આદિ દોષોનો ત્યાગ કરીને સદા આનંદિત રહી શકે તેને 'શિક્ષણ' કહેવાય છે. (અહીંયાં આદિ શબ્દથી જિતેન્દ્રિયતા, સભ્યતા આદિ ગુણો સમજવા જોઈએ. સ્વમન્તવ્યામન્તવ્યપ્રકાશ-શિક્ષા (૨૨) અનુસાર)

**(૫૭) વિદ્યા કોને કહેવાય ?**

**જવાબ :** જેના દ્વારા કોઈ વસ્તુને યથાર્થ સ્વરૂપમાં જાણીને, તેનો ઉપકાર માનીને, એટલે કે તેનો યોગ્ય રીતે ઉપયોગ કરીને, પોતાના તથા બીજાને માટે સર્વ સુખો પ્રાપ્ત કરી શકાય તે 'વિદ્યા' કહેવાય.

**(૫૮) અવિદ્યા શું છે ?**

**જવાબ :** જેના દ્વારા પદાર્થોનું સ્વરૂપ વિપરીત જાણીને પોતાને તથા બીજાઓને લાભકારી ના બને, એટલે કે વસ્તુને યોગ્ય સ્વરૂપમાં ન જાણીને તેનો દુરોપયોગ કરીને પોતાની તથા બીજાની હાનિ કરવી એ 'અવિદ્યા' છે.

**(૫૯) વિદ્યાની પ્રાપ્તિ અને અવિદ્યાના નાશ માટે શું-શું કરવું જોઈએ ?**

**જવાબ :** વિદ્યાની પ્રાપ્તિ અને અવિદ્યાના નાશ માટે વર્ણોચ્ચારથી લઈને વેદજ્ઞાનનું શિક્ષણ જરૂરી છે. આના માટે બ્રહ્મચર્ય વગેરેનું પાલન કરવું જોઈએ..

**(૬૦) બ્રહ્મચારી કોને કહેવાય ?**

**જવાબ :** જે જિતેન્દ્રિય થઈ બ્રહ્મ એટલે કે વેદવિદ્યાની પ્રાપ્તિ માટે આચાર્યકુલ-ગુરુકુળમાં જઈને વિદ્યા ગ્રહણ કરવા માટે પ્રયત્ન કરે, તેને 'બ્રહ્મચારી' કહેવાય છે.

## માતા-પિતા અને આચાર્ય

**(૬૧) આચાર્ય કોને કહેવાય છે ?**

**જવાબ :** જે વિદ્યાર્થીને અત્યંત પ્રેમપૂર્વક ધર્મયુક્ત વ્યવહારની બોધપ્રદ વિદ્યા આપવા માટે તન, મન અને ધનથી પ્રયત્ન કરે, તેને 'આચાર્ય' કહેવાય છે.

**(૬૨) મનુષ્યનું જીવન શેનાથી ઉત્તમ બંને છે ?**

**જવાબ :** મનુષ્યનું જીવન માતા, પિતા અને ગુરુ દ્વારા અપાતા શિક્ષણથી ઉત્તમ બને છે.

**(૬૩) કયા મનુષ્યને સૌભાગ્યશાળી માનવો જોઈએ ?**

**જવાબ :** જેનો જન્મ ધાર્મિક માતાપિતાના ઘરે તથા વિદ્યા પણ વિદ્વાન આચાર્ય પાસેથી પ્રાપ્ત થઈ હોય તેવા મનુષ્યને સૌભાગ્યશાળી માનવો જોઈએ.

**(૬૪) માતા-પિતા દ્વારા પોતાના બાળકોને કેટલી ઉંમર સુધી શિક્ષણ પ્રદાન કરવાનું વિધાન છે ?**

**જવાબ :** જન્મથી લઈ પાંચ કે આઠ વર્ષની ઉંમર સુધી.

**(૬૫) માતા-પિતા આ પાંચ કે આઠ વર્ષની નાની ઉમર સુધી બાળકોને શું શિક્ષણ પ્રદાન કરી શકે ?**

**જવાબ :** આ નાની આયુ જ મનુષ્ય જીવનનો પાયો(આધારશિલા) છે. આ ઉંમરમાં માતા-પિતા પોતાના સંતાનોને સારી ભાષા બોલતાં, ખાતાં, પીતાં, બેસતાં, ઊઠતાં, વસ્ત્ર પહેરતાં, માતાપિતાદિનો આદર કરતાં, તેઓની સામે સ્વચ્છંદી ન બનવા, વિરુદ્ધ આચરણ ન કરવા વગેરે માટે પ્રતિદિન પ્રયત્નપૂર્વક ઉપદેશ આપી શકે છે અને જેમ-જેમ સંતાનોની શારીરિક અને બૌદ્ધિક શક્તિની વૃદ્ધિ થતી જાય, તેમ-તેમ શ્રેષ્ઠ વાતો શિખવાડી શકે છે.

**(૬૬) પાંચ કે આઠ વર્ષની ઉંમર બાદ બાળકોને કોણ શિક્ષણ પ્રદાન કરી શકે ?**

**જવાબ :** આચાર્ય.

**(૬૭) શું ત્યારબાદ માતા-પિતા બાળકોને શિક્ષણ ન આપી શકે ?**

જવાબ : આપણી પ્રાચીન વ્યવસ્થા અનુસાર મહર્ષિનું મંતવ્ય હતું કે પાંચ કે આઠ વર્ષની ઉંમર બાદ કોઈ પણ બાળક ઘરમાં રહેવું જોઈએ નહિ. શિક્ષણ પ્રાપ્તિ માટે તેઓનું ગુરુકુળમાં જવું આવશ્યક છે. તેથી ત્યાં આચાર્ય જ શિક્ષણ પ્રદાન કરી શકે, માતા-પિતા નહીં.

**(૬૮) ગુરુકુળમાં ન મોકલી ઘરે જ શિક્ષણ આપવામાં શું હાનિ છે ?**

જવાબ : ગુરુકુળનું વાતાવરણ અનુશાસિત અને નિયમિત હોય છે. ત્યાં માતા-પિતાથી દૂર રહી બાળક તે ઉત્તમ વાતાવરણમાં તપ તેમજ ત્યાગપૂર્વક વિદ્યા અર્જન કરી શકે છે. ધની-નિર્ધન બધા જ પરિવારના બાળકો બ્રહ્મચર્યપૂર્વક રહી સમાનતાનો વ્યવહાર કરતાં-કરતાં યોગ્યતાને પ્રાપ્ત કરે છે. બહારના વાતાવરણથી દૂર રહેવાને કારણે સંસારના આકર્ષણો અને બુરાઈઓથી અલિપ્ત રહી ગુણોને ધારણ કરી શકે છે. આથી વિપરીત, ઘરના વાતાવરણમાં બાળક તપ અને ત્યાગથી દૂર રહી પૂર્ણતઃ અનુશાસિત અને નિયમિત નથી રહી શકતો. તે વિદ્યા પ્રાપ્તિના સ્થાને સંસારના આકર્ષણોમાં ખોવાઈ(ફસાઈ) જાય છે. તેના આચરણ અને વિચારો પર બહારના વરવા વાતાવરણનો પ્રભાવ વધારે પડે છે. કોઈ પણ રીતે તે પુસ્તકીય શિક્ષણ પ્રાપ્ત કરી પણ લે, પરંતુ તેના આચરણ અને વ્યવહારમાં અશુદ્ધિ પ્રવેશે છે. જે માતા-પિતા બાળપણમાં બાળકને સારા સંસ્કાર આપે છે, તે સંસ્કાર પણ બહારના વાતાવરણના પ્રભાવમાં દબાઈ જાય છે અને બાળક સંસારરૂપી પ્રવાહમાં તણાઈને જીવનનો વાસ્તવિક ઉદ્દેશ્ય ભૂલી જાય છે. આજના બાળકોની ઉદ્દંડતા, અશિષ્ટતા, દુરાચરણ વગેરે જેવી ખરાબ આદતો તેનું પ્રત્યક્ષ ઉદાહરણ છે.

**(૬૯) (આજકાલ તો માતા-પિતા આદિ મનોરંજન માટે ઊલટ-સૂલટ શીખવાડે છે. મહર્ષિ આ વિષયમાં પ્રશ્ન કરી કહે છે) શું માતા-પિતા પોતાની ઈચ્છા મુજબનું શિક્ષણ આપી શકે છે ?**

જવાબ : નહીં, માતા-પિતા પોતાની ઈચ્છા મુજબનું શિક્ષણ આપી શકે નહિ. (તેમના મત અનુસાર, ખરાબ શિક્ષણ દેવાવાળા માતા-પિતા અને આચાર્યને માતા, પિતા અને આચાર્ય માનવાં જોઈએ નહિ.)

**(૭૦) મહર્ષિએ વરવા શિક્ષણ (કુશિક્ષણ)નાં કયાં કયાં ઉદાહરણ આપ્યાં છે ?**

**જવાબ :** સાંભળો મારા પુત્ર, પુત્રીઓ અને વિદ્યાર્થીઓ! તારું લગ્ન હમણાં જ કરીશું, તું એની દાઢી-મૂછ પકડ, એની હડપચી પકડી ઓઢણી ફેંકી દે, રમત રમ, હસ, રડ, તારા લગ્નમાં વરઘોડો કાઢીશું. આ સર્વ વાતો વરવા શિક્ષણનાં ઉદાહરણો છે.

**(૭૧) આવાં માતાપિતા અને આચાર્યને મહર્ષિએ શું કહ્યું છે ?**

**જવાબ :** તેમના મત અનુસાર, આવાં માતા-પિતા અને આચાર્યને માતા, પિતા અને આચાર્ય માનવાં જોઈએ નહિ, પરંતુ બાળક અને શિષ્યોના ખરા દુશ્મન અને દુ:ખદાયક માનવાં જોઈએ.

**(૭૨) આવા માતા-પિતા અને આચાર્યને શત્રુ અને દુ:ખદાયક કેમ કહ્યાં છે ?**

**જવાબ :** કેમ કે આ પ્રકારના માતા-પિતા અને આચાર્ય બાળકોમાં ખરાબ આદતો પાડવામાં સહાયક બને છે. જો ખરાબ કે ખોટું કર્મ કરવા પર બાળકોને અટકાવવામાં કે શિક્ષા કરવામાં ના આવે તો બાળકોને ખરાબ કે સારા કર્મ વચ્ચેનો ભેદ સમજાશે નહિ.પરિણામે તેઓને ખોટા કાર્યો કરવાની આદત પડી જશે, જેના કારણે સમાજમાં તે અશિષ્ટ અને અસભ્ય કહેવાશે તથા દુ:ખી થાશે. આ ઉંમરે લગ્ન આદિના વિચારો આપવાથી તેમને અંદરથી તેના પ્રત્યે છૂપું આકર્ષણ થશે અને અભ્યાસ-શિક્ષણમાં ચિન્હ નહિ લાગે.

**(૭૩) મહર્ષિના મત અનુસાર કેવાં માતા-પિતા અને આચાર્ય વાસ્તવમાં માતા-પિતા કહેવાને અને ધન્યવાદને પાત્ર નથી ?**

**જવાબ :** મહર્ષિના મત અનુસાર નીચે લખેલ માતા-પિતા અને આચાર્ય વાસ્તવમાં માતા-પિતા અને આચાર્ય કહેવાને અને ધન્યવાદને પાત્ર કદી નથી થઈ શકતાં :

(૧) જે પોતાની સામે ગમે તેવો બકવાસ, શરમને નેવે મૂકી કરતાં કાર્યો, ચેનચાળા કરવા વગેરે ખરાબ કર્મોથી દૂર રાખી વિદ્યા પ્રાપ્તિ વગેરે શુભ ગુણો માટે ઉપદેશ આપતા નથી.

(૨) જે પોતાના તન, મન, ધનથી શ્રેષ્ઠ અને ઉત્તમ વિદ્યા અને ઉત્તમ વ્યવહાર-આચરણનું સેવન કરાવી પોતાના સંતાનોને શ્રેષ્ઠ બનાવતા નથી.

**(૭૪) વાસ્તવમાં માતા-પિતા અને આચાર્ય કોણ કહેવાય છે ?**

**જવાબ :** નીચે લખેલા ગુણોથી યુક્ત જ વાસ્તવમાં માતા-પિતા અને આચાર્ય કહેવાને યોગ્ય છે :

(૧) જે પોતાનાં સંતાનો અને શિષ્યોને ઈશ્વરની ઉપાસના, ધર્મ, અધર્મ, પ્રમાણ, પ્રમેય, સત્ય, અસત્ય(મિથ્યા), પાખંડ, વેદ, શાસ્ત્રાદિના લક્ષણ અને તેના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન આપે છે;

(૨) સામર્થ્ય અનુસાર તેઓને વેદશાસ્ત્રોના વચન કંઠસ્થ કરાવે છે; તથા

(૩) વિદ્યાનું અધ્યયન અને આચાર્યને અનુકુળ રહેવાની અને વ્યવહાર કરવાની રીત જણાવે કે જેથી વિદ્યા પ્રાપ્તિ વગેરે પ્રયોજનો નિર્વિઘ્ને પ્રાપ્ત થાય.

## વિદ્યાપ્રાપ્તિના ઉપાય

**(૭૫) વિદ્યા કેવા પ્રકારે પ્રાપ્ત થાય છે ? અથવા વિદ્યા પ્રાપ્તિના ઉપાય કયા કયા છે ?**

**જવાબ :** વિદ્યા ચાર પ્રકારથી પ્રાપ્ત થાય છે : (૧) આગમકાલ, (૨) સ્વાધ્યાયકાલ, (૩) પ્રવચનકાલ, (૪) વ્યવહારકાલ. આ સિવાય અન્ય ચાર પ્રકારે (જેને ચાર કર્મ કહેવાય છે) પણ વિદ્યા પ્રાપ્તિ થાય છે : (૧) શ્રવણ, (૨) મનન, (૩) નિદિધ્યાસન અને (૪) સાક્ષાત્કાર.

**(૭૬) પહેલા પ્રકારના કાલનો અભિપ્રાય સમજાવો.**

**જવાબ :** **(૧) આગમકાલ :** જેમાં મનુષ્ય શિક્ષણ આપનારા પાસેથી સાવધાન થઈને, ધ્યાન આપીને વિદ્યા વગેરે જ્ઞાન ગ્રહણ કરે છે એટલે કે જયારે અધ્યાપક કે આચાર્ય શિક્ષણ આપે ત્યારે ધ્યાનપૂર્વક સાંભળી તેનું તાત્પર્ય સમજી લે છે.

(૨) **સ્વાધ્યાયકાલ :** જેમાં અભ્યાસ સમયે આચાર્યના મુખમાંથી શબ્દ, અર્થ અને સંબંધોની વાતો પ્રકટ થયેલ હોય, તેનો એકાંતમાં સ્વસ્થ

ચિત્ત બનીને, પૂર્વાપર વિચાર કરીને, હૃદયમાં બરાબર દૃઢ કરી શકે. એટલે કે અભ્યાસ સમયે આચાર્ય પાસેથી જે-જે સાંભળ્યું, તે-તે શબ્દોના અર્થ અને તેના સંબંધને સમજવાં અને એકાંતમાં બેસી શાંત મને એ બધી વાતો અને તથ્યો પરસ્પર(સંબંધ) જોડી હૃદયમાં ઉતારવાં. જો તેમાં કંઈ શંકા હોય તો આચાર્ય પાસેથી તેનું સમાધાન મેળવવું તેને સ્વાધ્યાયકાલ કહેવાય છે.

(૩) **પ્રવચનકાલ :** જેમાં બીજાને પ્રેમથી વિદ્યા આપી શકાય. એટલે કે ઉપર લખેલા બંને કાલ પછી જ્યારે બધા તથ્યો અને વાતો સમજી જઈ પછી બીજાને પણ પ્રેમ અને ધૈર્યપૂર્વક શિક્ષણ આપવું તેને પ્રવચનકાલ કહેવાય છે.

(૪) **વ્યવહારકાલ :** જ્યારે આત્મા સત્ય વિદ્યા ગ્રહણ કરી લે, ત્યારે આમ કરવું અને આમ ન કરવું એ યોગ્ય રીતે નક્કી કરી તે પ્રમાણે આચરણ પણ કરી શકે. એટલે કે જ્યારે ઉપર જણાવેલ ત્રણ પ્રકારના જ્ઞાનને નિશ્ચિતરૂપથી પ્રાપ્ત કરી લીધા બાદ કયા પ્રકારનું આચરણ કરવું અને કયા પ્રકારનું આચરણ ન કરવું એવો વિચાર કરીને તેનો વ્યવહારમાં ઉપયોગ કરવો તેને વ્યવહારકાલ કહેવાય છે.

**(૭૭) બીજા ચાર પ્રકારના કર્મોનો અર્થ શું થાય છે ?**

**જવાબ :** બીજા ચાર પ્રકારના કર્મોનો અર્થ નીચે મુજબ છે :

(૧) **શ્રવણ :** જ્યારે આત્મા મનની (સાથે) અને મન કાનની સાથે યથાવત્ જોડીને અધ્યાપકના મુખેથી જે-જે અર્થ અને સંબંધ પ્રકટ કરનારા શબ્દો નીકળે, તેને કાનથી મનમાં અને મનથી આત્મામાં એકત્ર કરતા જવું. (આ પ્રક્રિયા પણ આગમકાલ જેવી છે.)

(૨) **મનન :** જે-જે શબ્દ, અર્થ અને સંબંધ આત્મામાં એકત્ર એકાકાર થયેલા છે, તેનો એકાન્તમાં સ્વસ્થ ચિત્તે વિચાર કરવો, કે કયો શબ્દ ક્યા સંદર્ભની સાથે અને કયો અર્થ ક્યા શબ્દ સાથે સંદર્ભ ધરાવે છે એટલે કે મેળ રાખે છે અને તે મેળથી કયો હેતુ સાધ્ય થાય છે અને મેળ ન થવાથી શું-શું હાનિ થાય છે વગેરે. (આ સ્વાધ્યાયકાલનું જ બીજું નામ છે)

(૩) **નિદિધ્યાસન :** જે-જે શબ્દ, અર્થ અને સંબંધ વિષયમાં જે કઈ સાંભળ્યું-વિચાર્યું છે, તે બરાબર છે અથવા નથી. એ વાતની વિશેષ પરીક્ષા કરીને દૃઢ નિશ્ચય કરવો. એટલે કે અધ્યાપક કે આચાર્ય દ્વારા સાંભળેલ શબ્દ, અર્થ અને તેના સંબંધને એકાંતમાં વિચાર કરીને બાદ એ નિર્ણય કરવો કે તેમાં શું-શું ઉચિત છે અથવા શું અનુચિત છે ? ઉચિતને ગ્રહણ કરવું તથા અનુચિતને ત્યાગ કરવાનો નિશ્ચય કરવો, તેને નિદિધ્યાસન (નિરંતર ચિંતન) કહેવાય છે.

(૪) **સાક્ષાત્કાર :** જે અર્થોના શબ્દો અને સંબંધો સાંભળી, વિચારી અને નિશ્ચય કરેલ છે, તે યથાવત્ જ્ઞાન અને ક્રિયાથી પ્રત્યક્ષ કરીને, વ્યવહારોની-આચરણોની સિદ્ધિ દ્વારા પોતાના પર અને અન્યો પર ઉપકાર કરવો એટલે કે નિદિધ્યાસન બાદ ગ્રહણ કરવા યોગ્યને પોતાના વ્યવહારમાં પણ ગ્રહણ કરવું અને છોડવા યોગ્યને છોડી દેવું. આ રીતે, પોતાના પર અને બીજાઓ પર ઉપકાર કરવો એ સાક્ષાત્કાર કર્મ કહેવાય છે.

(૫) **સાંભળવાની પ્રક્રિયા :** સાંભળવાની પ્રક્રિયા ત્યારે જ પૂર્ણ થાય છે જ્યારે આત્મા મનની સાથે, મન કાનની સાથે અને કાન શબ્દ સાથે જોડાયેલા હોય.જો કાન શબ્દ ન સાંભળે કે સાંભળેલ શબ્દની સાથે મન ન જોડાય અથવા મન સાથે આત્મા ન જોડાયેલ હોય, તો સાંભળવાની પ્રક્રિયા પૂરી થતી નથી. સાંભળેલું ઉપર-ઉપરથી જ વહી જાય છે.તેથી ધ્યાનપૂર્વક સાંભળવાનું કહેવામાં આવે છે. આ સાંભળેલ વાતોને મનમાં ગ્રહણ કરવા માટે ઊલટા ક્રમમાં આત્મામાં સ્થાપિત કરવું આવશક્ય છે નહિ તો સાંભળેલું વ્યર્થ જાય છે.

## આચાર્ય અને વિદ્યાર્થી

### (૭૮) આચાર્ય સાથે વિદ્યાર્થીએ કેવો વર્તાવ કરવો ?

**જવાબ :** આચાર્યની સાથે વિદ્યાર્થીઓએ નિમ્નલિખિત વ્યવહાર કરવો જોઈએ : (૧) અસત્યનો ત્યાગ કરીને સત્ય બોલવું, (૨) સરળ રહેવું, (૩) આજ્ઞાનું પાલન કરવું, (૪) સ્તુતિ કરવી, (૫) અધ્યાપક સામે નીચા આસન પર બેસવું, (૬) શાંત રહેવું,

(૭) આચાર્ય ધમકાવે છતાં પ્રસન્ન રહેવું, (૮) આચાર્ય પૂછે તેનો હાથ જોડી નમ્રતાથી ઉત્તર આપવો, (૯) જયારે તેઓ કશું શીખવાડે અથવા સલાહ આપે તો ધ્યાનથી સાંભળવું, (૧૦) જે કોઈ પ્રતિજ્ઞા કરીએ તેને પૂરી કરવી, (૧૧) પોતાના શરીર અને વસ્ત્રોને સ્વચ્છ રાખવાં, (૧૨) જિતેન્દ્રિય બનવું, (૧૩) સજ્જનોને સદા માન આપવું, (૧૪) આચાર્યનો ઉપકાર માનીને તેમના પ્રતિ કૃતજ્ઞ બનવું, (૧૫) પુરુષાર્થી બનવું અને આળસથી હંમેશાં દૂર રહેવું, (૧૬) જે કાર્યોથી વિદ્યા પ્રાપ્ત થતી હોય તે કાર્યો કરવાં, (૧૭) હંમેશાં ઉત્તમ ગુણો મેળવવાની ઇચ્છા રાખવી એટલે કે ખરાબ કાર્યો પર ક્રોધ થવો, વિદ્યા ગ્રહણમાં લોભ રાખવો, સજ્જનો પર ભાવ રાખવો, અશુભ કાર્યો કરવા પર ડર રાખવો અને શુભ કાર્યો ના થાય તો ખેદ કરવો, (૧૮) વિદ્યાદિ શુભ ગુણો આત્મસાત્ કરીને વીર્ય વગેરે ધાતુઓની રક્ષા કરીને જિતેન્દ્રિય બનીને શરીરનું બળ હંમેશાં વધારતા રહેવું, (૧૯) જયારે આચાર્ય કોઈ વિદ્યાર્થી સાથે વાતચીત કરે ત્યારે તેમના મુખમાંથી જે અક્ષર, પદ, વાક્ય નીકળે તેને શાંતિથી સાંભળવાં અને તેનો જવાબ આપવો.

**(૭૯) કામ, ક્રોધ આદિ ક્યાં-ક્યાં કરવાં જોઈએ ?**

**જવાબ : કામ :** ઉત્તમ ગુણોમાં (ઇચ્છા),

**ક્રોધ :** ખરાબ કામો પર,

**લોભ :** વિદ્યા ગ્રહણમાં,

**મોહ :** સજ્જનોમાં,

**શોક :** સારા કામો ન થવા પર.

**(૮૦) વિદ્યાર્થીએ આચાર્ય સાથે કેવો વ્યવહાર ન કરવો ?**

**જવાબ :** આચાર્યની સાથે વિદ્યાર્થીઓએ નિમ્નલિખિત વ્યવહાર ન કરવો: (૧) અસત્ય ન બોલવું, (૨) અભિમાન ન કરવું, (૩) નિંદા ન કરવી, (૪) ઊંચા આસન પર બેસવું નહિ, (૫) ચંચળ ન રહેવું એટલે કે શેતાની કે વ્યર્થ હલનચલન ન કરવું, (૬) ક્રોધ કદાપિ ન કરવો, (૭) જયારે તેઓ પૂછે ત્યારે ઘમંડથી બોલવું

નહિ, (૮) જયારે તેઓ ઉપદેશ-શિખામણ આપે એ એક ચિત્તે સાંભળવાં, (૯) શરીર અને વસ્ત્ર મેલા ન રાખવાં, (૧૦) વ્યભિચાર કદી ન કરવો, (૧૧) શ્રેષ્ઠોનું કદી અપમાન ન કરવું, (૧૨) કોઈનો ઉપકાર ભૂલી કૃતઘ્ની થવું નહિ, (૧૩) આળસુ કદી ન બનવું, (૧૪) ખરાબ કૃત્યો ક્રોધ, લોભ, મોહ, શોક આદિ ન કરવા અને અભ્યાસમાં વિરોધી હોય એવી વાતોને છોડી દેવી.

**(૮૧) આચાર્યે વિદ્યાર્થી સાથે કેવી રીતે વર્તવું ?**

**જવાબ :** આચાર્યે વિદ્યાર્થી સાથે એવો વ્યવહાર કરે જેથી વિદ્યાર્થી વિદ્વાન, સુશીલ, નિરભિમાની, સત્યવાદી, ધર્માત્મા, આસ્તિક, આળસ વગરનો, પુરુષાર્થી, પરોપકારી, વીર, ધીર, ગંભીર, પવિત્ર આચરણ, શાંત સ્વભાવનો, દમનશીલ, જિતેન્દ્રિય, સરળ, અને પ્રસન્નવદન થઈને માતા, પિતા, આચાર્ય, અતિથિ, બંધુ, મિત્ર, રાજા, પ્રજા આદિમાં લોકપ્રિય બની શકે.

**(૮૨) જો કોઈ વિદ્યાર્થી અનુચિત આચરણ કરે તો આચાર્યે તેની સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ ?**

**જવાબ :** જયારે કોઈ વિદ્યાર્થી કોઈ વરવી ચેષ્ટા જેમ કે દુરાચરણ કરે, મેલાં વસ્ત્રો ધારણ કરે, બેસવા-ઊઠવામાં વિપરીત આચરણ કરે, નિંદા, ઈર્ષા, દ્રોહ, વિવાદ, લડાઈ, બખેડો, ચાડી, કોઈ પર મિથ્યા આરોપ કરે, ચોરી, જારકર્મ, અનભ્યાસ, આળસ, અતિ નિંદ્રા, અતિ ભોજન, અતિ જાગરણ, વ્યર્થ રમત કરવી, આમ-તેમ ભટકવું, વિષય સેવન, ખરાબ વ્યવહારોની વાતો કરવી અથવા સાંભળવી, દુષ્ટોની સાથે સંગ કે બેસવું વગેરે દુષ્ટ વ્યવહાર-આચરણ કરે તો તેને અપરાધ અનુસાર કઠિન સજા કરવી જોઈએ.

**(૮૩) આજકાલ સજા આપવા પર મનાઈ(રોક) કરવામાં આવે છે ?**

**જવાબ :** અપરાધ કરવા પર સાવ(બિલકુલ) સજા ન કરવી કે શિક્ષા ન કરવી એ વિદ્યાર્થીઓ માટે અહિતકર છે. તેનાથી વિદ્યાર્થી વધારે ઉદ્ધત અને અપરાધી બને છે. હા, એવી સજા ન કરવી, કે જેથી તેને શારીરિક કે બૌદ્ધિક હાનિ થાય. મહર્ષિએ પણ જણાવ્યું છે કે-'પરંતુ એવી શિક્ષા કે સજા ન કરવી જોઈએ કે જેથી તેના અંગો

ભાંગી જાય અને મર્મસ્થાનમાં વાગવાથી વિદ્યાર્થી અથવા બાળક-બાલિકાઓ વ્યથાને પ્રાપ્ત થાય. એટલે કે આચાર્યે મનમાં તેના સુધાર અને હિતની ભાવના રાખીને સજા કે શિક્ષા કરવી જોઈએ.

**(૮૪) શું સજા આપવા માટે શાસ્ત્રોમાં કોઈ પ્રમાણ છે ?**

**જવાબ :** હા, સજા માટે મહાભાષ્યનું નિમ્નલિખિત પ્રમાણ છે, જેને મહર્ષિએ અવતરણ કરેલું છે :

''सामृतैः पाणीभिर्घ्नन्ति गुरवो न विषोक्षितैः ।

लालनाश्रयिणो दोषास्ताऽनाश्रयिणो गुणाः ॥''

(મહાભાષ્ય : ૮ : ૧ : ૮ : ૧)

એટલે કે આચાર્ય પોતાના વિદ્યાર્થીઓને વિદ્યા અને ઉત્તમ શિક્ષણ આપવા માટે પ્રેમભાવથી પોતાના હાથે શિક્ષા કરે છે. કારણ કે સંતાન અને વિદ્યાર્થીઓને જેટલાં લાડ લડાવવામાં આવે, તેટલાં તે બગડે છે અને જેટલી સજા-શિક્ષા થાય તેટલાં તે સુધરે છે.

## વિદ્યાનું મહત્વ

ઉદાહરણ : (હુડદંગા અને સજ્જન)

**(૮૫) 'पठितव्यं तदपि मर्तव्यं, न पठितव्यं तदपि मर्तव्यं.....कर्तव्यम्' આ વાક્ય કોના દ્વારા બોલાયેલું છે ?**

**જવાબ :** હુડદંગા દ્વારા.

**(૮૬) તેમાં તે ન ભણવાના પક્ષમાં શું વિચાર આપે છે ?**

**જવાબ :** તેનો વિચાર એ છે કે જે ભણે છે, તે પણ મરે છે અને જે નથી ભણતો, તે પણ મરે છે, તો પછી ભણવા-ભણાવવામાં આટલો બધો પરિશ્રમ કરવાની શી જરૂર છે ?

**(૮૭) તેના સમાધાનમાં મહર્ષિએ સજ્જન દ્વારા શું ઉત્તર આપ્યો ? (અથવા વિદ્યા અંગે શું સમાધાન આપ્યું ?)**

**જવાબ :** મહર્ષિએ સજ્જન દ્વારા એવું સમાધાન રજૂ કર્યું છે કે વિદ્યા ભણવાને જન્મ-મરણ સાથે કોઈ સંબંધ નથી. ભણવાથી જન્મ, મરણ, આંખથી નિહાળવું, કાનથી સંભાળવું વગેરે ઈશ્વરીય

નિયમો ફરી જતા નથી. તે શાશ્વત નિયમો તો એ જ રીતે અટલ રહેશે પરંતુ વિદ્યાર્થીને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતાં, તે યથાયોગ્ય વ્યવહાર કરવા-કરાવવામાં સમર્થ બને છે. પરિણામે તે પોતે અને બીજાને આનંદયુક્ત કરી શકે છે.

**(૮૮) શું વિદ્યા (શિક્ષણ) વિના મનુષ્ય સુખી નથી થઈ શકતો ?**

**જવાબ :** વિદ્યા વિના કોઈ પણ મનુષ્યને અટલ સુખ મળી શકતું નથી. વિદ્યા વિના કોઈને ક્ષણભર સુખ મળવું એ ન મળવા બરાબર છે. એટલે કે વિદ્યા પ્રાપ્તિ કર્યા વિના ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સ્વરૂપને યથાવત્ જાણીને પ્રાપ્ત કરી શકે એવું સામર્થ્ય કોઈનામાં હોઈ શકે નહિ.

**(૮૯) મહર્ષિએ તન, મન અને ધનથી વિદ્યાનો અભ્યાસ કરવા કેમ કહ્યું છે ?**

**જવાબ :** ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ માટે જ મહર્ષિએ તન, મન અને ધનથી વિદ્યાનો અભ્યાસ પોતે કરી અને બીજાને કરાવવા કહ્યું છે. કેમ કે તે જ માનવ જીવનનું યથાર્થ લક્ષ્ય છે.

**(૯૦) હવે હુડદંગા વિદ્યા ન ભણવા માટે અન્ય કયો વિચાર આપે છે ?**

**જવાબ :** એનું કહેવું છે કે આપણે જોઈએ છીએ કે વિદ્યા ભણેલા મનુષ્યો દરિદ્ર અને ભીખ માંગતા જોવામાં આવે છે અને અભણ મનુષ્યો રાજ્ય અને ધનનો આનંદ ભોગવે છે.

**(૯૧) તેનું સમાધાન સજ્જન કયા પ્રકારે આપે છે ?**

**જવાબ :** સજ્જન સમાધાન પ્રસ્તુત કરતાં કહે છે કે સુખ-દુઃખનો સંબંધ તો આત્મા સાથે છે. જ્યાં વિદ્યારૂપી સૂર્ય(પ્રકાશ)નો અભાવ હોય અને અવિદ્યારૂપી અંધકાર છવાયેલો હોય, ત્યાં ભરપૂર દુઃખો હોય છે અને સુખની વાત જ ક્યાં કરવી ? જ્યાં વિદ્યારૂપી સૂર્ય પ્રકાશિત થઈને અવિદ્યારૂપી અંધકારનો નાશ કરે છે, ત્યાં આત્મામાં સદા આનંદનો સંબંધ રહે છે અને દુઃખનું સ્થાન પણ રહેતું નથી. જ્ઞાન અને વિદ્યાના પ્રકાશથી અવિદ્યાથી ઉત્પન્ન દુઃખનો અંધકાર સ્વયં નષ્ટ થઈ જાય છે.

## આચાર્ય અને તેનું આચરણ

**(૯૨) આચાર્ય વિદ્યાર્થીને કઈ રીતે વિદ્યા અને ઉત્તમ શિક્ષણ પ્રદાન કરે ?**

**જવાબ :** આચાર્ય પૂરી લગન અને એકાગ્રતાથી વિદ્યા અને ઉત્તમ શિક્ષણ આપે, કે જેથી વિદ્યાર્થીના મનમાં સુનિશ્ચિત સ્વરૂપે સંઘરાય. આની સાથે તેનો વિદ્યા પ્રાપ્તિનો અંગેનો ઉત્સાહ વધે છે. જ્યાં શક્ય હોય ત્યાં, આચાર્યે અભ્યાસ સમયે પદાર્થોને પ્રત્યક્ષ જ્ઞાનના (જાણવાના) વિચાર પ્રદાન કરવાની સાથે-સાથે હસ્તક્રિયા, યંત્ર, કલાકૌશલ્ય આદિ વ્યવહારિક જ્ઞાનને પણ પ્રત્યક્ષ રીતે રજૂ કરવું જોઈએ.

**(૯૩) આચાર્યનું આચરણ કેવું હોવું જોઈએ ?**

**જવાબ :** આચાર્ય કદી પણ એવી ચેષ્ટા-આચરણ કે કાર્ય ન કરે કે જેથી તેને જોઈને અથવા એવું આચરણ કરીને વિદ્યાર્થી પણ અધર્મયુક્ત બની જાય. આચાર્ય હંમેશાં એ વાતનું ધ્યાન રાખે કે મારું આચરણ અને અધ્યયન એ પ્રકારનું હોવું જોઈએ કે જેનાથી સંસારમાં વિદ્યા ને ધર્માચરણની વૃદ્ધિ થાય. મારા ભણાવેલા વિદ્યાર્થીઓ અવિદ્વાન અને કુશિક્ષિત બનીને મારી નિંદાનું કારણ ન બને.

**(૯૪) આચાર્યને મહાદુ:ખ ભોગવવાની સંભાવના ક્યારે થાય છે ?**

**જવાબ :** જયારે આચાર્યના ગુણ, કર્મ, સ્વભાવ પરમેશ્વરના ગુણ, કર્મ, સ્વભાવથી વિરુદ્ધ હોય છે ત્યારે તેને મહાદુ:ખ ભોગવવું પડે છે.

**(૯૫) આચાર્યે આ મહાદુ:ખથી બચવા શું કરવું જોઈએ ?**

**જવાબ :** આચાર્યે પોતાના ગુણ, કર્મ, સ્વભાવ પરમેશ્વરના ગુણ, કર્મ, સ્વભાવને મળતા આવે એવા કરવા જોઈએ.

**(૯૬) કેવો મનુષ્ય પરમ ધન્ય છે ?**

**જવાબ :** જે અન્યના આત્માને પોતાના આત્મા સમાન માનીને બીજાના સુખમાં સુખ અને દુ:ખમાં દુ:ખ માને છે. તથા તે પ્રમાણે ધર્મયુક્ત વ્યવહાર કરે છે તે મનુષ્ય પરમ ધન્ય છે.

**(૯૭) આચાર્યે કેવા પ્રકારનો વ્યવહાર કરવો જોઈએ ?**

**જવાબ :** આચાર્યે બધા સાથે ઉત્તમ વ્યવહાર કરવો જોઈએ. એટલે કે પોતાના જેવાં જ બીજાનાં સુખ-દુઃખ સમજી સુખ પ્રદાન કરનાર વ્યવહાર કરવો જોઈએ.

## વિદ્યાર્થીનું આચરણ

**(૯૮) વિદ્યાર્થીએ આચાર્ય સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ ?**

**જવાબ :** વિદ્યાર્થી એવા પ્રકારના કર્મોને આચરણમાં મૂકે કે જેથી આચાર્ય પ્રસન્ન રહે અને તેમનો આત્મા સંતોષ પામીને વિદ્યાર્થીને વધારે ને વધારે વિદ્યા પ્રદાન કરવાની ઈચ્છા રાખે.

**(૯૯) વિદ્યાર્થી કઈ રીતે પોતાની વિદ્યાની વૃદ્ધિ કરી શકે ?**

**જવાબ :** વિદ્યાર્થી દિવસ-રાત વિદ્યાના જ વિચારમાં નિરંતર રહીને એકબીજાની સાથે પ્રેમભર્યો વ્યવહાર કરીને વિદ્યાની વૃદ્ધિ કરી શકે છે.

**(૧૦૦) વિદ્યાર્થીઓનું આચરણ કેવું હોવું જોઈએ ?**

**જવાબ :** (૧) વિદ્યાર્થી એવા સ્થાન પર અવશ્ય જાય જ્યાં વિદ્યાદિ વ્યવહાર અને ધર્મનાં વ્યાખ્યાન થતાં હોય;

(૨) આહાર-વિહાર એવા રાખવા જોઈએ કે ક્યારે પણ રોગ અને આળસની વૃદ્ધિ ન થાય;

(૩) એવા પદાર્થોનું સેવન કરવું જેથી જ્ઞાનની વૃદ્ધિ અને રોગોનો નાશ થાય; તથા

(૪) પ્રતિદિન પરમેશ્વરનું ધ્યાન, યોગાભ્યાસ, બુદ્ધિની વૃદ્ધિના ઉપાય, સત્ય-ધર્મ પ્રત્યે નિષ્ઠા અને અધર્મનો સર્વથા ત્યાગ કરતા રહેવું.

**(૧૦૧) વિદ્યાર્થીએ કેવા પ્રકારનું આચરણ ન કરવું જોઈએ ?**

**જવાબ :** (૧) જ્યાં અધર્મ અથવા વિષયની(કામભોગની) ચર્ચા થતી હોય, ત્યાં કદી ઊભા પણ ન રહેવું જોઈએ;

(૨) તેણે બુદ્ધિનાશક કે નશીલા પદાર્થોનું સેવન કરવું ન જોઈએ;

(૩) જે-જે કાર્યો વિદ્યા પ્રાપ્તિમાં બાધક હોય એ બધાનો ત્યાગ કરીને પૂર્ણ વિદ્યાની પ્રાપ્તિ કરવા તત્પર રહેવું જોઈએ.

## સત્ય-અસત્યનો નિર્ણય

**(૧૦૨) સત્ય-અસત્યનો નિર્ણય કરવાનાં સાધનો કયાં કયાં છે ?**

**જવાબ :** સત્ય-અસત્યનો નિર્ણય કરવાનાં નિમ્નલિખિત પાંચ ઉપાયો છે, જેના આધારે પરીક્ષા કરવી જોઈએઃ-

(૧) ઈશ્વર, ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ અને વેદવિદ્યાના આધાર પર પરીક્ષા;

(૨) સૃષ્ટિ ક્રમના આધાર પર પરીક્ષા;

(૩) પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણોના આધાર પર પરીક્ષા;

(૪) યથાર્થ જ્ઞાનીના વ્યવહાર, ઉપદેશ, ગ્રંથ અને સિદ્ધાંતના આધાર પર પરીક્ષા; અને

(૫) આત્માની સાક્ષીના આધાર પર પરીક્ષા.

**(૧૦૩) ઈશ્વરના ગુણ આદિ તેમજ વેદવિદ્યાના આધારે સત્યનો નિર્ણય કેવી રીતે કરવામાં આવે છે ?**

**જવાબ :** જે-જે વાત અને ઘટના ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ તથા વેદોપદેશને અનુકૂળ સિદ્ધ થાય તે-તે સત્ય અને ધર્મ તથા જે-જે ઘટના પ્રતિકૂળ અથવા વિરુદ્ધ સિદ્ધ થાય તે-તે અસત્ય અને અધર્મ એમ માનવું જોઈએ. જેમ કે કોઈ કહે કે કારણ કે કર્તા વિના કાર્ય થાય છે તે સર્વથા મિથ્યા જાણવું, આથી એ સિદ્ધ થાય છે કે સૃષ્ટિની રચના પણ એક કાર્ય છે અને તેના પણ એક કર્તા છે, જે ઈશ્વર નામથી ઓળખાય છે.

**(૧૦૪) ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ કયા કયા છે ?**

**જવાબ :** ઈશ્વરના ગુણ- ન્યાય આદિ; ઈશ્વરના કર્મ- પક્ષપાત વગર સૃષ્ટિનું નિર્માણ; ઈશ્વરનો સ્વભાવ- સત્ય, ન્યાય, દયા, પરોપકાર વગેરે.

**(૧૦૫) ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ આદિનું જ્ઞાન કેવી રીતે થાય છે ?**

**જવાબ :** વેદ અને સૃષ્ટિક્રમના અભ્યાસથી.

**(૧૦૬) શું ઈશ્વર એક પદાર્થ છે ?**

**જવાબ :** હા, ઈશ્વર એક પદાર્થ છે કેમ કે તેનામાં ગુણ છે. આ સૃષ્ટિની રચના પણ તેને જ કરી છે.

**(૧૦૭) 'સૃષ્ટિક્રમ'થી સત્ય-અસત્યનો નિર્ણય કેવી રીતે કરવામાં આવે છે ?**

**જવાબ :** જે-જે સૃષ્ટિક્રમ એટલે કે સૃષ્ટિના ગુણ, કર્મ, અને સ્વભાવથી અનુકૂળ હોય, તે સત્ય અને જે વિરુદ્ધ હોય એ અસત્ય કહેવાય. જેમ કે માતાપિતાથી સંતાનની ઉત્પત્તિ, કાનથી સંભાળવું વ. સૃષ્ટિના નિયમને સંગત છે. તેથી તે સત્ય છે. જયારે માતાપિતા વિના સંતાનથી ઉત્પત્તિ, આંખથી સાંભળવું વ. સૃષ્ટિના નિયમથી વિપરીત છે.

**(૧૦૮) પ્રમાણોના આધારે સત્ય-અસત્યનો નિર્ણય કેવી રીતે કરવામાં આવે છે ?**

**જવાબ :** પ્રત્યક્ષ આદિ આઠ પ્રમાણોથી જે બરાબર સિદ્ધ થાય તે તે સત્ય અને જે-જે વિરુદ્ધ અથવા ખોટું સાબિત થાય તેને અસત્ય(મિથ્યા) સમજવું.આવા જ પ્રમાણોના આધાર પર સત્ય-અસત્યનો નિર્ણય કરી શકાય છે.

**(૧૦૯) અહીંયાં મહર્ષિએ કેટલાં પ્રમાણ કહ્યાં છે ?**

**જવાબ :** અહીંયાં મહર્ષિએ આઠ પ્રમાણ કહ્યાં છે.

**(૧૧૦) એ આઠ પ્રમાણ ક્યાં-ક્યાં છે ?**

**જવાબ :** પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન(તુલના), શબ્દ, પરંપરાગત વાત(ઐતિહ્ય), અર્થાપત્તિ, સંભવ અને અભાવ - એ આઠ પ્રમાણ છે.

**(૧૧૧) 'પ્રત્યક્ષ પ્રમાણ' કોને કહે છે ?**

**જવાબ :** પોતાની ઇન્દ્રિયોથી કોઈ વિષય કે પદાર્થનો સીધો-સીધો અનુભવ કરીને જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેને પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે. દા.ત. ગાયને જોઈને તેને ગાય જ કહેવું એ પ્રત્યક્ષ પ્રમાણ છે.

**(૧૧૨) 'અનુમાન પ્રમાણ' શું છે ?**

**જવાબ :** કોઈ એક પદાર્થ કે ઘટનાના આધાર પર બીજા પદાર્થ કે ઘટનાના કારણનો નિર્ણય કરવો એ અનુમાન પ્રમાણ કહેવાય. જેમ કે પૃથ્વી(કાર્ય)ને જોઈ તેના કારણનો નિર્ણય કરવો. એટલે કે આ પૃથ્વી કાર્ય છે તો તેનું કોઈ ને કોઈ કારણ અવશ્ય હશે. અનુમાન પ્રમાણ પ્રત્યક્ષ પ્રમાણ પર આધારિત છે.

**(૧૧૩) 'ઉપમાન' (તુલના) કોને કહે છે ?**

**જવાબ :** કોઈ એક ઉદાહરણના આધાર પર બીજાનું અનુમાન કરવું, એ તુલના (ઉપમાન) કહેવાય છે. દા.ત. ઘર બનાવનાર કારીગર વિના ઘર બની શકે નહિ, એવી રીતે કોઈ બનાવનારા વગર સૃષ્ટિ બની શકે નહિ. જેના આધાર પર 'સૃષ્ટિને બનાવનાર ઈશ્વર પણ મહાન કારીગર છે' આ ઉદાહરણ ઉપમાન છે.

**(૧૧૪) 'શબ્દ પ્રમાણ' શું છે ?**

**જવાબ :** સાચા ઉપદેશકો કે યથાર્થ જ્ઞાનીનો ઉપદેશ 'શબ્દ પ્રમાણ' કહેવાય છે.

**(૧૧૫) 'ઐતિહ્ય' કોને કહે છે ?**

**જવાબ :** ભૂતકાલીન પુરુષોનું આચરણ અને સૃષ્ટિ આદિ પરંપરાગત વાતોના ઈતિહાસને ઐતિહ્ય કહે છે.

**(૧૧૬) 'અર્થાપત્તિ' શું છે ?**

**જવાબ :** પ્રસંગોપાત્ત એક વાતના આધાર પર કોઈના કહ્યા કે સાંભળ્યા વિના બીજી વાતને માની લેવી તેને 'અર્થાપત્તિ' કહે છે. દા.ત. 'ઈશ્વર નિરાકાર છે' એવું કહેવા માત્રથી પ્રસંગવશ બીજી વાત એ સિદ્ધ થાય છે કે ઈશ્વર શરીર ધારણ નથી કરતા કે તેથી તેની કોઈ મૂર્તિ હોઈ શકે નહિ.

**(૧૧૭) 'સંભવ પ્રમાણ' કોને કહે છે ?**

**જવાબ :** કારણથી કાર્યનું થવું સંભવ પ્રમાણ માનવામાં આવે છે. બીજા શબ્દોમાં, જે વાત સૃષ્ટિક્રમને સંગત સિદ્ધ થાય, એ જ સંભવ છે, તેનાથી વિપરીત અસંભવ છે.

**(૧૧૮) અભાવ પ્રમાણ શું છે ?**

**જવાબ :** કોઈ પદાર્થ, વસ્તુ કે ગુણની અનુપસ્થિતિ જ અભાવ પ્રમાણ કહેવાય છે. દા.ત. પિતાએ પુત્રને કહ્યું કે 'ત્યાંથી પાણી ભરી લાવ' તેનું તાત્પર્ય એ થાય કે પિતા જે સ્થાન પર છે ત્યાં પાણીનો અભાવ છે. આથી પુત્ર બીજા સ્થાનેથી પાણી ભરી લાવશે.

**(૧૧૯) આપ્તોનું આચરણ, ઉપદેશ અને સિદ્ધાંતો દ્વારા સત્ય-અસત્યની પરીક્ષા કેવી રીતે થાય છે ?**

**જવાબ :** જે-જે વાત આપ્ત પુરુષોના આચરણ, ઉપદેશ, ગ્રંથ અને સિદ્ધાંતને અનુકૂળ સિદ્ધ થાય, તે-તે સત્ય અને જે તેનાથી વિપરીત કે વિરુદ્ધ સિદ્ધ થાય તે-તે અસત્ય માનવું.

**(૧૨૦) 'આપ્ત' કોને કહે છે ?**

**જવાબ :** જે સત્યવાદી, સત્કર્મી, સત્યમાની, પક્ષપાતરહિત સર્વના હિતેચ્છું હોય એવા વિદ્વાનો સર્વના સુખ માટે પ્રયત્ન કરે, તેવા ધાર્મિક લોકો 'આપ્ત' કહેવાય છે.

**(૧૨૧) 'આત્માથી પરીક્ષા'નું તાત્પર્ય શું ?**

**જવાબ :** જે-જે પોતાના આત્મા માટે ઈચ્છે, તે તે સર્વને માટે ઈચ્છવું, જે (પોતાને માટે) ન ઈચ્છે તે બીજાને માટે પણ ન ઈચ્છવું, એ જ ધર્મ અને સત્ય વ્યવહાર છે. તેનાથી વિપરીત વ્યવહાર કરવો એ અધર્મ અને અસત્ય આચરણ છે. જેવું આત્મામાં તેવું જ મનમાં, જેવું મનમાં તેવું જ ક્રિયામાં હોવું સત્ય કહેવાય છે. તેને શુદ્ધ ભાવથી અને વિદ્યાપૂર્વક જાણવાની અને જણાવવાની ઈચ્છા એ સત્ય અને તેનાથી વિપરીત એ અસત્ય કહેવાય છે.

**(૧૨૨) આ પાંચ પ્રકારની કસોટીઓ(પરીક્ષાઓ)નું શું મહત્વ છે ?**

**જવાબ :** કોઈ વિષય પર મતભેદ થાય ત્યારે પાંચ પ્રકારની કસોટીના આધારે ભણનારા અને ભણાવનારા તથા અન્ય મનુષ્યો સત્ય અથવા અસત્ય અને ધર્મ-અધર્મનો નિર્ણય લઈ શકે છે. આ નિર્ણયના આધાર પર જ સત્ય અને ધર્મનું આચરણ કરવું જોઈએ. તેમજ અસત્ય અને અધર્મનો પરિત્યાગ કરવો જોઈએ.

## ધર્મ અને અધર્મ (સત્ય અને અસત્ય)

**(૧૨૩) ધર્મ કોને કહે છે ?**

**જવાબ :** તટસ્થ ન્યાય, સત્યગ્રહણ, અસત્યનો પરિત્યાગ, પાંચેય પરીક્ષાઓને અનુકૂળ હોય એવું આચરણ, ઈશ્વરની આજ્ઞાનું પાલન અને પરોપકાર કરવો એ ધર્મ કહેવાય છે.

**(૧૨૪) અધર્મ કોને કહે છે ?**

**જવાબ :** ધર્મથી વિપરીત એટલે કે અન્યાય, અસત્યનું ગ્રહણ અને સત્યનો પરિત્યાગ, પાંચેય પરીક્ષાઓથી વિરુદ્ધ આચરણ, ઈશ્વરની આજ્ઞા અનુસાર આચરણ ન કરવું તથા બીજાનું અહિત કરવું એ અધર્મ કહેવાય છે.

**(૧૨૫) શું ધર્મમાં પરસ્પર વિરોધી વાતો હોઈ શકે ?**

**જવાબ :** ના હોઈ શકે.

(૧૨૬) એવું કેમ ?

**જવાબ :** કેમ કે ધર્મ અને સત્ય એક જ હોય છે, તેમાં પરસ્પર વિરોધાભાસ હોઈ શકે નહિ. તેને બધા એકમતથી સ્વીકાર કરે છે. દા.ત. 'સત્ય બોલવું' બધા ધર્મમાં સ્વીકૃત છે તથા 'અસત્ય બોલવું' એ બધા ધર્મમાં અસ્વીકૃત છે.

**(૧૨૭) અધર્મમાં પરસ્પર વિરુદ્ધ આચરણ કેમ હોય છે ?**

**જવાબ :** અધર્મ એક નહિ અનેક હોય છે. આથી તેમાં વિભિન્ન પક્ષોમાં સ્વભાવિક વિરોધાભાસ જોવા મળે છે. ત્યાં બધા પક્ષોનું કથન સત્ય કે ધર્મ ન હોઈ શકે કારણકે સત્ય અથવા ધર્મ એક જ હોય છે.

**(૧૨૮) જયારે સત્યાસત્ય કે ધર્માધર્મનો નિર્ણય ન થઈ શકે ત્યારે શું કરવું જોઈએ ?**

**જવાબ :** ત્યારે ઉપર જણાવેલ પાંચ પરીક્ષાઓની મદદથી નિર્ણય કરવો જોઈએ.

## સભામાં વ્યવહાર

**(૧૨૯) સભામાં મનુષ્યે કેવો વ્યવહાર કરવો જોઈએ ?**

**જવાબ :** જ્યારે કોઈ મનુષ્ય સભામાં જાય છે ત્યારે તેને નિમ્નલિખિત બાબતો પર વિચારીને નિર્ણય અને વ્યવહાર કરવો જોઈએ :-

(૧) હું સત્યને જ જીતાડીશ અને અસત્યને હરાવીશ એટલે કે તેણે સત્યપક્ષનું સમર્થન અને અસત્યપક્ષનો વિરોધ કરવો જોઈએ.

(૨) અભિમાન રાખવું નહિ એટલે કે પોતાને મહાન ન માનવો.

(૩) પોતાની વાતનું કોઈ ખંડન કરે તો ક્રોધી અથવા નારાજ થવું નહિ અથવા અપ્રસન્ન ન બનવું.

(૪) જે કોઈ કહે તે ધ્યાનપૂર્વક સંભાળવું અને સત્ય હોય તેને પ્રસન્નતાપૂર્વક ગ્રહણ કરવું અને જે અસત્ય હોય તેનું નમ્રતાપૂર્વક અવશ્ય ખંડન કરવું.

(૫) આ ઉપરોક્ત આચરણમાં નાના-મોટાનો ભેદ ન રાખવો.

(૬) સભામાં વ્યર્થ બકવાદ ન કરવો.

(૭) વ્યક્તિએ સભામાં કોઈને ખરાબ લાગે તે રીતે ઊઠવું-બેસવું ન જોઈએ.

(૮) સર્વના હિતને ધ્યાનમાં રાખી વાતચીત કે વ્યવહાર કરવો જોઈએ, જેથી સત્યની વૃદ્ધિ અને અસત્યનો નાશ થઈ શકે.

(૯) હંમેશાં સજ્જનોનો સંગ કરવો અને દુર્જનોથી દૂર રહેવું, અને

(૧૦) તે સભામાં જે-જે પ્રતિજ્ઞા કરે છે એ બધી પૂર્ણ કરવી જોઈએ.

## જડબુદ્ધિ અને તીવ્રબુદ્ધિ

**(૧૩૦) જડબુદ્ધિ કોને કહે છે ?**

**જવાબ :** જે વ્યક્તિ સ્વયં તો ન સમજી શકે અને બીજાના સમજાવવા છતાં પણ ન સમજે તેને જડબુદ્ધિ કહેવાય છે.

**(૧૩૧) તીવ્રબુદ્ધિ કોને કહેવાય ?**

**જવાબ :** જે વ્યક્તિ સમજાવવાથી તરત જ સમજી જાય અને થોડું સમજાવતાં ઘણું બધું સમજી જાય, તે તીવ્રબુદ્ધિ કહેવાય છે.

ઉદાહરણ : મહાજડ અને વિદ્વાન

**(૧૩૨) મહર્ષિએ મહાજડ અને વિદ્વાનનું કયું ઉદાહરણ આપેલ છે ?**

**જવાબ :** મહર્ષિએ જડબુદ્ધિ અને વિદ્વાનના સંદર્ભમાં ઉદાહરણ આપ્યું છે, તેમાં એક રામદાસ વેરાગીનો ચેલો ભૂપાલદાસ 'શ્રી ગણેશાય નમઃ' ના સ્થાને 'સ્ત્રી ગણેશાય નમ' પાઠ કરતો હતો, ત્યારે એક પંડિતે શુદ્ધ પાઠ સમજાવ્યો પણ ન માન્યો અને તેણે કહ્યું કે મારા મહંતજીએ આ પાઠ કહ્યો છે. ઉપરથી તેના ગુરુ આ પાઠ સાથે બીજા અન્ય પ્રકારના ત્રણ અશુદ્ધ પાઠોની પુષ્ટિ કરે છે - (१) स्त्री गनेसाज नम, (२) स्त्री गनेसाप नम, (३) स्त्री गनेसाय नम ।

**(૧૩૩) પંડિતજીએ મહંતજીના પાઠમાં કયા કયા પાંચ દોષ બતાવ્યા ?**

**જવાબ :** પંડિતજીએ મહંતજીના પાઠમાં નિમ્નલિખિત દોષ બતાવ્યા :

(૧) 'શ' ના સ્થાને 'સ' નું ઉચ્ચારણ

(૨) 'ણ' ના સ્થાને 'ન' નું ઉચ્ચારણ

(૩) 'શા' ના સ્થાને 'સા' નું ઉચ્ચારણ

(૪) 'ય' ના સ્થાને જ, 'પ' નું ઉચ્ચારણ અને

(૫) વિસર્જનીયનું ઉચ્ચારણ ન કરવું

**(૧૩૪) આ ઉદાહરણથી મહર્ષિએ શું નિષ્કર્ષ કાઢ્યો અને શું શિક્ષણ પ્રદાન કર્યું છે ?**

**જવાબ :** આ ઉદાહરણથી મહર્ષિએ નિષ્કર્ષ કાઢ્યો કે ''सर्वस्यौषधमस्ति शास्त्रकथितं मूर्खस्य नास्त्यौषधम्'' એટલે કે શાસ્ત્રમાં સર્વ રોગોનું ઓસડ-દવા કહેલ છે, પરંતુ મૂર્ખ માણસનું ઔષધ કહેલ નથી. આવા હઠાગ્રહી મનુષ્યોથી દૂર રહેવું. જો તે સુધરવા ઈચ્છે, તો વિદ્વાને ઉપદેશ આપીને સુધારવા જોઈએ.

**(૧૩૫) શાસ્ત્રમાં કોનું ઓસડ નથી મળતું ?**

**જવાબ :** મૂર્ખ કે દુષ્ટનું.

## માતા-પિતા અને સંતાન

**(૧૩૬) જો માતા-પિતા-આચાર્ય અને અતિથિ અધર્મ કરે અને અધર્મ કરવાનો ઉપદેશ આપે, તો માનવો કે નહિ ?**

**જવાબ :** કદીપણ નહિ.

**(૧૩૭) અધર્મનો ઉપદેશ કરનાર માતા-પિતાને મહર્ષિએ શું સંજ્ઞા આપી છે ?**

**જવાબ :** કુમાતા અને કુપિતા.

**(૧૩૮) માતા-પિતા દ્વારા અધર્મ ઉપદેશનાં કયાં કયાં ઉદાહરણ આપેલાં છે ?**

**જવાબ :** મહર્ષિએ માતા-પિતા દ્વારા અધર્મ ઉપદેશના જે ઉદાહરણ આપ્યા છે, તે છે- પુત્ર ! પુત્રી ! તારા લગ્ન તરત જ કરી દઈશું. કોઈની વસ્તુ મળે તો ઉપાડી ઘરે લાવજે. કોઈ એક ગાળ આપે તો તું સામી પચાસ ગાળ આપજે. લડાઈ, ઝઘડો, તમાશો, ચોરી, વ્યભિચાર, મિથ્યા ભાષણ, દારૂ, ગાંજો, ચરસ, અફીણ, ખાવા-પીવા જેવાં કર્મ કરવામાં કોઈ દોષ નથી. કારણ કે તે આપણા કુળની પરંપરા છે. 'કુલધર્મઃ સનાતનઃ' એટલે કે - કુળનો જે ધર્મ અગાઉથી ચાલ્યો આવે છે, તેમ કરવામાં કોઈ દોષ નથી.

**(૧૩૯) આના ઉત્તરમાં સારું સંતાન શું ઉત્તર આપે છે ? (અથવા સુસંતાને શું ઉત્તર આપવો જોઈએ ?)**

**જવાબ :** જો સંતાન સારું અથવા સુસંતાન હોય છે, તો તે ઉપરોક્ત અધર્મ-ઉપદેશ આપવા પર જવાબ આપે છે કે - તમે હમણાં જ લગ્ન કરાવવા, કોઈની વસ્તુ ઉપાડી લાવવી વગેરે કામ કહ્યા, તે દુષ્ટ મનુષ્યોનાં કામ છે, શ્રેષ્ઠોનાં નથી. પરંતુ શ્રેષ્ઠ તો બ્રહ્મચર્યપૂર્વક વિદ્યા અધ્યયન કરીને સ્વયંવર એટલે કે યુવાવસ્થામાં બંનેની સંમતિથી લગ્ન કરે છે. કોઈની કરોડોની કિંમતની વસ્તુ જંગલમાં પડેલી જોઈને કદી પણ ગ્રહણ કરવાની મનમાં ઈચ્છા પણ ન કરવી.

આ રીતે બીજાં ખરાબ આચરણોથી પણ દૂર રહે છે. તમારા જે શ્રેષ્ઠ કર્મ અને ઉપદેશ વગેરે છે, તેને અમે ગ્રહણ કરીશું બીજું કંઈ પણ ગ્રહણ કરીશું નહિ.પરંતુ તમે ગમે તેવા હો તમારી તન, મન, ધનથી સેવા કરવી એ અમારો પરમ ધર્મ છે. કારણકે બાળપણમાં તમે અમારી સેવા કરી છે, તેવી જ રીતે તમારી સેવા કરવી એ અમારું કર્તવ્ય છે.

**(૧૪૦) માતા-પિતા દ્વારા અધાર્મિક ઉપદેશ દેવા પર કુસંતાન શું ઉત્તર આપે છે ?**

**જવાબ :** માતા-પિતા દ્વારા અધાર્મિક ઉપદેશ દેવા પર કુસંતાન કહે છે કે- અમને ખૂબ ખવડાવો, પીવડાવો, રમવા દો, અમારા માટે કમાઓ, જયારે તમે મરી જશો, ત્યારે બધું કામ અમારે જ કરવું પડશે. જલદી વિવાહ કરી દો, નહિતર અમે ગમે ત્યાં લફરા કરતા રહીશું. બહાર જઈને નાચ-તમાશા કરીશું અથવા વેરાગી બની જઈશું. ભણવામાં તો ઘણું કષ્ટ પડે છે, અમારે ભણીને કરવું પણ શું છે? કારણકે અમારી સેવા કરવા તમે તો છો જ. અમને મોજ-મજા, પ્રવાસ, શિકાર, નાચ, ખાવું-પીવું, પહેરવું-ઓઢવું-આ બધું ખૂબ આપ્યા કરો. નહીંતર અમે જુવાન થઈશું, ત્યારે તમને જોઈ લઈશું. ''दण्डादण्डि, नखानखि, केशाकेशि, मुष्टामुष्टि, युद्धमेव, भविष्यति अन्यत्किम्'' એટલે કે લડાઈ-ઝઘડો તેમજ મારકૂટ સિવાય બીજું શું થશે.

**(૧૪૧) દુષ્ટ સંતાનને સારા માતા-પિતા શું શિક્ષણ પ્રદાન કરે છે ?**

**જવાબ :** ઉત્તમ માતા-પિતા આ પ્રકારની દુષ્ટ સંતાનને સલાહ આપે છે કે અત્યારે તમારી વય-અવસ્થા ભણવા-ગણવા, સત્સંગ કરવા, સારી બાબતો શીખવા, વીર્ય નિગ્રહ કરવા, આચાર્ય આદિની સેવા કરવા, વિદ્વાન બનવા, શરીરને બળવાન બનાવવા, આત્માની ઉન્નતિ કરવા અને પૂર્ણ યુવાવસ્થા પ્રાપ્ત કરીને શ્રેષ્ઠ કર્મો કરવાની છે. જો તેમાં ચૂકી જશો, તો પછી પસ્તાશો. ફરી એવો સમય તમને મળવો મુશ્કેલ છે કારણ કે જ્યાં સુધી અમે ઘરનો અને તમારા ખાવા-પીવા વગેરેનો પ્રબંધ કરીએ છીએ, ત્યાં સુધી તમે ઉત્તમ શિક્ષણ ગ્રહણ કરીને સર્વોત્કૃષ્ટ વિદ્યારૂપી ધનનો સંચય કરો.

**(૧૪૨) વિદ્યાને સર્વોત્કૃષ્ટ (સૌથી શ્રેષ્ઠ) ધન કેમ કહ્યું છે ?**

**જવાબ :** વિદ્યારૂપી ધન અક્ષય એટલે કે નાશ ન પામનારુ છે. જેને કોઈ ચોર ચોરી શકતો નથી, જેનો કોઈ ભાર નથી અને તેનું જેટલું દાન આપો એટલે કે બીજાને વિદ્યા આપો એટલી તે વધતી જાય છે. વિદ્યાવાન મનુષ્ય જ્યાં પણ રહે છે, ત્યાં સુખી રહે છે, સમ્માન પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરે છે. વિદ્યાર્થી જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સંબંધી કર્મોને કરી મનુષ્ય જીવન સાર્થક બનાવી શકે છે.

**(૧૪૩) માતા-પિતાને પરમ સંતોષ ક્યારે થાય છે ?**

**જવાબ :** જ્યારે માતા-પિતા પોતાનાં બાળકોને વિદ્યારૂપી શ્રેષ્ઠ ગુણોથી અલંકૃત થયેલાં જોવે છે ત્યારે પરમ સંતોષ પામે છે.

**(૧૪૪) માતા-પિતા પોતાનું દુર્ભાગ્ય ક્યારે સમજે છે ?**

**જવાબ :** સંતાનને દુષ્ટ કર્મ કરતા જોવે છે ત્યારે માતા-પિતા પોતાનું દુર્ભાગ્ય સમજે છે.

**(૧૪૫) માતા-પિતા એવું કેમ વિચારે છે ?**

**જવાબ :** તેઓ વિચારે છે કે અમારાં કોઈ પાપ કર્મના ફળ સ્વરૂપ આવાં દુષ્ટ સંતાન મળ્યાં. કેમ કે આ પ્રકારનાં સંતાન રાજ્ય કે ધન સંપત્તિ પ્રાપ્ત થાય તો પણ વિદ્યા કે ઉત્તમ શિક્ષા વિના બધું નષ્ટભ્રષ્ટ કરી દે છે.

**(૧૪૬) મનુષ્ય ગરીબ હોવા છતાં પણ રાજ્ય અને ઐશ્વર્યને કેવી રીતે પ્રાપ્ત કરી શકે છે ?**

**જવાબ :** શ્રેષ્ઠ વિદ્યા અને ઉત્તમ શિક્ષણથી જ યુક્ત મનુષ્ય દરિદ્ર હોવા છતાં રાજ્ય અને ઐશ્વર્યને પ્રાપ્ત કરી શકે છે.

**(૧૪૭) સંક્ષિપ્તમાં ઉત્તમ માતા-પિતા અને આચાર્યે સંતાનોને શું ઉપદેશ આપવો જોઈએ ?**

**જવાબ :** ટૂકમાં શ્રેષ્ઠ માતા-પિતા અને આચાર્યે એ જ ઉપદેશ આપવો જોઈએ કે અમારું ઉત્તમ ચરિત્ર (સારાં કર્મ અને સદાચરણ) છે, તેનું અનુસરણ કરો અને અમે જો કદી બુરા કામ કરીએ, તો તે કદીપણ ન કરવાં. તેનું તૈત્તરીય ઉપનિષદ્‌માં ઉદાહરણ છે : ''यान्यस्माकं सुचारितानि तानि त्वयोपास्यानि नो इतराणि ।''

## પરસ્પર વ્યવહાર

**(૧૪૮) રાજાએ પ્રજા સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ ?**

જવાબ : રાજા – રાજપુરુષે પ્રજા સાથે સુમાતા અને સુપિતા સમાન વ્યવહાર કરવો જોઈએ.

**(૧૪૯) પ્રજાએ રાજા સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ ?**

જવાબ : પ્રજા રાજાના સંબંધમાં સુસંતાનની સમાન વર્તીને પરસ્પર આનંદની વૃદ્ધિ કરી શકે છે.

**(૧૫૦) મિત્રે મિત્ર સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ ?**

જવાબ : મિત્રે મિત્રની સાથે પ્રેમથી સત્ય વ્યવહાર કરવો. આ વ્યવહાર સત્ય કે ધર્મને માટે છે અધર્મ માટે નથી. આપણા શરીર માટે જે કર્મ કરીએ છીએ એવું જ કર્મ મિત્ર માટે કરવું જોઈએ.

**(૧૫૧) પાડોશી સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ ?**

જવાબ : પોતાના શરીર માટે જેમ કરીએ છીએ તેમ.

**(૧૫૨) સ્વામી સેવક સાથે કેવી રીતે વર્તે ?**

જવાબ : શેઠે-માલિકે પોતાના સેવક સાથે જેમ પોતાના હાથ-પગના રક્ષણ માટે વર્તતા હોય તેમ વર્તવું.

**(૧૫૩) સેવકે(નોકરે) સ્વામી સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ ?**

જવાબ : નોકરે શેઠ સાથે જેમ પોતાના અન્ન, જળ, વસ્ત્રો અને ઘર વગેરે શરીરની રક્ષા માટે હોય તેમ, વર્તન કરવું જોઈએ. એટલે કે સ્વામી શરીર સમાન છે, જેની રક્ષા માટે સેવકની સેવારૂપી અન્ન, જળ, વસ્ત્રો અને ઘરનો ઉપયોગ થવો જોઈએ.

## બ્રહ્મચર્યની વય

**(૧૫૪) બ્રહ્મચર્યના કયા કયા નિયમો છે ? અથવા બ્રહ્મચર્ય માટે આયુની અવધિ કેટલી છે ?**

જવાબ : પુરુષે ઓછામાં ઓછું પચ્ચીસ વર્ષ સુધી અને વધુમાં વધુ અડતાલીસ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન અવશ્ય કરવું જોઈએ. તથા કન્યાએ

ઓછામાં ઓછું સોળ વર્ષ અને વધુમાં વધુ ૨૪ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું (એ ધ્યાનમાં રહે કે બ્રહ્મચર્યમાં જિતેન્દ્રિયતાની સાથે-સાથે વિદ્યા પ્રાપ્તિ પણ સામેલ છે.બ્રહ્મચર્ય માટે આયુ-નિર્ધારણની આ સીમા એ પુરુષ તેમજ કન્યા માટે છે જે ગૃહસ્થાશ્રમમાં જવા ઈચ્છે છે. ગૃહસ્થાશ્રમની ઈચ્છા ન રાખવાવાળા માટે બ્રહ્મચર્ય વ્રત આજીવન સુધી છે.)

## કન્યાશિક્ષણ

**(૧૫૫) કેટલાક જૂનવાણી (પાખંડી) લોકોને શંકા છે કે કન્યાઓ ભણી-ગણીને પોતાના મૂર્ખ પતિનું અપમાન કરશે અને પત્ર લખી પરપુરુષો સાથે પ્રેમમાં પડી વ્યભિચાર કરશે. તેથી તેમનું (કન્યાનું) ભણવું શાસ્ત્રોક્ત ન કહી શકાય ?**

**જવાબ :** સમજદાર વ્યક્તિ આ જ વાત પુરુષો માટે લાગુ પાડી ઉત્તર દઈ શકે છે કે ભણેલો-ગણેલો પુરુષ પણ પોતાની મૂર્ખ સ્ત્રીનું અપમાન કરી જયાં-ત્યાં જઈ પરસ્ત્રીઓ સાથે મોજ-મજા કરતો ફરશે. આથી કોઈ પુરુષે પણ ભણવું ન જોઈએ.

**(૧૫૬) આથી પુરુષ પણ ન ભણે તો તે ઠીક છે, કારણકે ભણેલો પુરુષ ચાલાકીથી બીજાને છેતરીને, અપમાન કરીને પોતાનો સ્વાર્થ સાધી લે એવું પણ બની શકે છે ?**

**જવાબ :** બુદ્ધિપૂર્વક વિચારવાથી એ સ્પષ્ટ થાય છે કે ઉપરોક્ત દોષો વિદ્યા મેળવવાથી નહિ પરંતુ કુસંગતિને લીધે મળે છે. જે મનુષ્ય ધર્મપૂર્વક વિદ્યા-અવિદ્યા વિવેકથી ભણે છે, તે જ સર્વના સુખ અને ઉપકાર માટે હોય છે. એથી ઊલટું જેનું ભણવું-ભણાવવું એ અધર્મ અને ઈશ્વરની વિદ્યાથી વિરુદ્ધ હોય તે બીજાને છેતરવાનું ખરાબ કાર્ય કરે છે. ઘણું કરીને ખરાબ કાર્યોનું કારણ ભણવું-ભણાવવું નથી.

**(૧૫૭) કન્યાઓને ભણાવવામાં વેદનું પ્રમાણ શું છે ?**

**જવાબ :** અથર્વવેદમાં તેનું સ્પષ્ટ પ્રમાણ છે કે- 'બ્રહ્મચર્યેણ કન્યા યુવાનં વિન્દતે પતિમ્' (અથર્વ : ૧૧ : ૫ : ૧૮) એટલે કે જેમ પુત્રો-છોકરાઓ બ્રહ્મચર્યનું પાલન કરે છે, તેમ કન્યાઓ બ્રહ્મચર્ય ધારણ

કરી વર્ણોચ્ચારથી લઈને વેદ સુધી શાસ્ત્રોનું અધ્યયન કરી, પ્રસન્ન રીતે સ્વેચ્છાથી પૂર્ણ યુવાવસ્થામાં વિદ્વાન પતિને વેદોક્ત વિધિથી ગ્રહણ કરી શકે છે.

એ કોઈ અધર્મીની માન્યતા છે કે જે વેદોક્ત પ્રમાણની અવગણના કરી કોઈ સ્ત્રી અથવા પુરુષને ભણતા રોકીને મૂર્ખ રાખવા ઈચ્છે છે.

## વિદ્યાસંપાદનનો ક્રમ

**(૧૫૮) વિદ્યા કયા ક્રમથી ભણવી જોઈએ ?**

**જવાબ :** વિદ્યા પ્રાપ્તિનો ક્રમ-વર્ણોચ્ચાર, શુદ્ધ વ્યવહાર, પુરુષાર્થ, ધાર્મિક વિદ્વાનોનો સંગ, રૂપરસ વગેરે વિષયો અંગેની વાતચીતનો ત્યાગ, સુવિચારથી વ્યાકરણ વગેરે દ્વારા શબ્દ, અર્થ અને સંબંધોને યથાવત્ જાણીને તે અનુસાર કર્મો કરીને સર્વથા સાક્ષાત્કાર કરવો. વિદ્યા મેળવવામાં જે જે ગ્રંથો સત્ય જાણવામાં મદદરૂપ થાય તેવા (વેદ સંબંધી) ગ્રંથ છે તે વાંચવો. ત્યારબાદ વેદ અને તેના જેવા ગ્રંથોના અર્થ સમજવા. આ પ્રકારના અધ્યયનથી જ વ્યક્તિ જલદીથી વિદ્વાન બની જાય છે.

**(૧૫૯) નિરક્ષર મનુષ્યોની શું ગતિ થાય છે ?**

**જવાબ :** નિરક્ષર મનુષ્યોની બે પ્રકારની ગતિ થાય છેઃ સારી અને ખરાબ.

**(૧૬૦) વિદ્યા પ્રાપ્તિ વિના સારી ગતિ કેવી રીતે સંભવ છે ?**

**જવાબ :** જે મનુષ્યમાં વિદ્યા ભણવાનું સામર્થ્ય નથી, પરંતુ તે ધર્મનું આચરણ કરવા ઈચ્છે તો વિદ્વાનોનો સંગ અને પોતાના આત્માની પવિત્રતા જાળવીને સદાચરણથી ધર્માત્મા જરૂર બની શકે છે. આમ આ પ્રકારે તેની સારી ગતિ થાય છે.

## ધર્માત્મા અને અધર્મી

**(૧૬૧) ધર્માત્માના લક્ષણો વિસ્તારથી સમજાવો.**

**જવાબ :** જેવું જેના આત્મામાં તેવું જ વાણીમાં અને જેવું વાણીમાં તેવું જ ક્રિયામાં આચરણ કરનારને ધર્માત્મા કહે છે. આવી વ્યક્તિ જેમ

પોતાના માટે સુખની પ્રાપ્તિ તેમજ દુ:ખનો ત્યાગ તથા સન્માનની ઈચ્છા અને અપમાનનાં પરિત્યાગની ઈચ્છા કરે છે, તેમ બીજા માટે પણ કરે છે. આ પ્રકારે, જયારે કોઈના પર ચોરીનો કોઈ ખોટો આરોપ મૂકવામાં આવે તો તેને ખરાબ લાગે છે. આ પ્રકારનો વ્યવહાર કે આચરણ ધર્માત્મા કોઈ બીજા સાથે નથી કરતા.

**(૧૬૨) ધર્મની સામાન્ય ઓળખ શું છે ?**

**જવાબ :** જે-જે કર્મ કરવાથી આત્મામાં ભય, શરમ, શંકા નથી થતાં તે-તે ધર્મ કહેવાય છે.

**(૧૬૩) અધર્મી કોને કહે છે ?**

**જવાબ :** આત્માની વિરુદ્ધ આચરણ કરવાવાળા એટલે કે આત્મામાં કંઈક, વાણીમાં આત્માથી કંઈક જુદું અને આચરણમાં આત્મા તથા વાણીથી કંઈક જુદું કરનાર અધર્મી કહેવાય છે.

**(૧૬૪) આત્માથી વિરુદ્ધ આચરણનું શું પરિણામ આવે છે? મહર્ષિએ તેના માટે કયું પ્રમાણ રજૂ કર્યું છે ?**

**જવાબ :** આત્માથી વિરુદ્ધ આચરણ કરનારા આત્માનું હનન કરનારા કે રાક્ષસ કહેવાય છે. આવા લોકો મૃત્યુ પછી દુ:ખદાયી અવસ્થાને પ્રાપ્ત કરે છે. તેનું મહર્ષિએ યજુર્વેદ ૪૦ : ૩ નું પ્રમાણ આપ્યું છે :

“असुर्या नाम ते लोका अन्धेनतमसावृताः ।
तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥”

એટલે કે આત્મસ્થ(પોતાના) જ્ઞાનથી વિરુદ્ધ કહેવા, માનવા અને કરવાવાળા(આત્મઘાતી) છે, તે જ લોકો અસુર એટલે કે રાક્ષસ નામવાળા છે. અને તેઓ જ અધર્મરૂપી અંધકારથી યુક્ત થઈને જીવન જીવે છે તથા મૃત્યુ બાદ દુ:ખદાયક દેહાદિ પદાર્થોને સર્વથા પ્રાપ્ત કરે છે.

**(૧૬૫) આત્માને અનુકૂળ આચરણ કરવાવાળા મનુષ્યોને શું ફળ મળે છે ?**

**જવાબ :** આત્માને અનુકૂળ કહે, માને અને આચરણ કરે, તે મનુષ્યો વિદ્યારૂપી શુદ્ધ પ્રકાશથી યુક્ત થઈને દેવ એટલે કે વિદ્વાન નામથી

પ્રખ્યાત બને છે. તેઓ જ સર્વદા સુખને પ્રાપ્ત કરીને મૃત્યુ પછી પણ આનંદયુક્ત દેહાદિ પદાર્થોને પ્રાપ્ત કરે છે.

## વિદ્યા અને અવિદ્યા

**(૧૬૬) વિદ્યા કોને કહે છે ?**

**જવાબ :** જેના દ્વારા પદાર્થને યથાવત્ જાણીને ન્યાયયુક્ત કર્મ કરવામાં આવે તેને 'વિદ્યા' કહે છે.

**(૧૬૭) અવિદ્યા કોને કહે છે ?**

**જવાબ :** જેના દ્વારા કોઈ પદાર્થનું યથાવત્ જ્ઞાન ન હોવાથી અન્યાયરૂપી કર્મ કરવામાં આવે તે 'અવિદ્યા' છે.

## ન્યાય અને અન્યાય

**(૧૬૮) ન્યાય કોને કહે છે ?**

**જવાબ :** જેમાં નિષ્પક્ષ સત્યનું આચરણ હોય છે તેને 'ન્યાય' કહે છે.

**(૧૬૯) અન્યાય કોને કહે છે ?**

**જવાબ :** જેમાં પક્ષપાતયુક્ત મિથ્યાચરણ હોય છે તેને 'અન્યાય' કહે છે.



## ધર્મ અને અધર્મ

**(૧૭૦) ધર્મ કોને કહે છે ?**

**જવાબ :** જે ન્યાયાચરણથી સર્વનાં હિતનું કાર્ય થાય છે તેને 'ધર્મ' કહે છે.

**(૧૭૧) અધર્મ કોને કહે છે ?**

**જવાબ :** જે ન્યાયાચરણથી સર્વનું અહિત થાય તેને 'અધર્મ' કહે છે.

ઉદાહરણ : મહામૂર્ખનાં લક્ષણ

**(૧૭૨) મહામૂર્ખનાં લક્ષણ વર્ણવતાં મહર્ષિએ કયું ઉદાહરણ આપ્યું છે ?**

**જવાબ :** મહામૂર્ખના લક્ષણ કહેતાં મહર્ષિએ પ્રિયદાસના ચેલા ભગવાનદાસનું ઉદાહરણ આપ્યું છે. તેમાં તે પોતાના ગુરુને પૂછે છે કે મને સંસ્કૃત બોલતાં આવડતું નથી. ગુરુ ઉત્તર આપે છે કે વિદ્યા ભણવા-ભણાવવાથી નહિ, પરંતુ ગુરુકૃપાથી મળે છે. જ્યારે ગુરુ સેવાથી

પ્રસન્ન થાય છે ત્યારે કોઈ એવી યુક્તિ બતાવે છે કે જેથી ચિત્તના દ્વાર ખૂલી જતાં તે જ ક્ષણે સર્વ વિદ્યા આવડી જાય છે.

**(૧૭૩) ત્યારે શિષ્યના પૂછવા પર ગુરુએ કઈ યુક્તિ બતાવી ?**

**જવાબ :** ગુરુએ કહ્યું કે-સાંભળ! સંસ્કૃત બોલવાની ખૂબ સરળ યુક્તિ છે. હિન્દી કે સંસ્કૃત ભાષામાં જેટલા શબ્દો છે, તે સર્વ પર એક એક મીંડું = અનુસ્વાર મૂકી દેવાથી બધું જ સંસ્કૃત બની જાય છે. દા.ત. दालं, रोटीं, लोटां, जलं વગેરે.

**(૧૭૪) આ વાતથી શિષ્ય પર શું પ્રતિક્રિયા થઈ ?**

**જવાબ :** તેનાથી શિષ્ય ખૂબ પ્રસન્ન થયો અને બોલ્યો - વાહ-વાહ ગુરુ વિના ક્ષણ માત્રમાં સંપૂર્ણ વિદ્યા બીજું કોણ બતાવી શકે ? પછી ભગવાનદાસે પોતાના આસન પર જઈ નીચે લખેલ શ્લોક બનાવ્યો.

“बापं आजां नमंस्कृंत्यं परं पाजं तथैवं च ।
मयां भगंवांदासेनं गीतां टीकां करोम्यहम् ॥”

**(૧૭૫) તેનો ગુરુ પર શો પ્રભાવ પડ્યો ?**

**જવાબ :** તે-(શ્લોક) સાંભળી ગુરુ અત્યંત પ્રસન્ન થયા અને બોલ્યા : શિષ્ય હોય તો તારા જેવા અને ગુરુ હોય તો મારા જેવા.

**(૧૭૬) શું આ શ્લોક ખરેખર સંસ્કૃત ભાષાનો શુદ્ધ શ્લોક છે ?**

**જવાબ :** નહિ, આ સર્વથા અશુદ્ધ શ્લોક છે. બધા અક્ષરો કે શબ્દો ઉપર અનુસ્વાર લગાવવાથી સંસ્કૃત ભાષા બની જતી નથી. પરંતુ આવી રીતે સમજ્યા-વિચાર્યા વિના કાર્ય અને વિશ્વાસ કરનાર મહામૂર્ખ જરૂર કહેવાય છે.

## વિદ્યાધ્યયનના લાભ

**(૧૭૭) વિદ્યાર્થીએ વિદ્યા અભ્યાસ સમયે અને અભ્યાસ પછી બીજાને વિદ્યા ભણાવવી કે નહિ ?**

**જવાબ :** વિદ્યાર્થીએ વિદ્યા અભ્યાસ સમયે અને અભ્યાસ પછી બીજાને અવશ્ય વિદ્યા આપવી જોઈએ. તેના નિમ્નલિખિત લાભ છે :

(૧) અભ્યાસ સમયે સાથે-સાથે ભણાવવાથી વિદ્યાની અધિક વૃદ્ધિ થાય છે એટલે કે તે વિષય વધારે સ્પષ્ટ થાય છે. આ રીતે જ્ઞાન વધે છે (આ વાત આગળ જણાવેલ વિદ્યાપ્રાપ્તિના સાધનોમાં 'પ્રવચન કાલ' સાથે સંગત છે.)

(૨) ભણીને પોતે એકલો વિદ્વાન બની જાય છે. પરંતુ ભણાવવાથી બીજો પણ વિદ્વાન બને છે.

(૩) ભણાવવાથી ઉતરોત્તર વિદ્યાની વૃદ્ધિ થતી રહે છે,

(૪) જે માણસ વિદ્યાને પ્રાપ્ત કરે છે, તે મનુષ્ય અવશ્ય પરોપકારી અને ધાર્મિક બને છે, આથી ભણાવવાથી તેની પરોપકારીપણાની અને ધાર્મિકતાની ભાવનાની પૂર્તિ થાય છે.

(૫) ભણાવવાથી અન્યો પણ અવિદ્યાથી થનાર હાનિથી બચી જાય છે. કારણકે આંધળી વ્યક્તિ કૂવામાં પડી જાય છે, પરંતુ દેખતી વ્યક્તિ કદીપણ પડતી નથી. આ રીતે અન્યો પણ વિદ્યા પ્રાપ્ત કરી પાખંડ, અજ્ઞાન આદિમાં ડૂબવાથી બચી જાય છે.

## વિદ્યાવિરોધી સ્વાર્થી

**(૧૭૮) સ્વાર્થી પંડિતોનું કહેવું છે કે, "જો સર્વ લોકો વિદ્વાન બની જશે, તો અમારો ભાવ કોણ પૂછશે ? વિશેષરૂપથી જો રાજા અને ધનિકો વિદ્યા પ્રાપ્ત કરી લેશે, તો અમારી આજીવિકાને બહુ મોટી હાનિ પહોચશે." આનો આપ શું ઉત્તર આપશો ?**

જવાબ : આ તો સ્વાર્થી પાખંડી લોકોની વિચારધારા છે. કેમ કે જો બીજા પણ ભણી-ગણી વિદ્વાન બની જશે તો તેમના વચનોને કોઈ નહિ સાંભળે. ના કોઈ તેમને સેવા કરશે અને ના કોઈ દક્ષિણા આપશે વગેરે. વિશેષરૂપથી રાજા અને ધની લોકો તો તેમણે ખૂબ દક્ષિણા આપે છે, જેનાથી તેઓની આજીવિકા ચાલે છે. જો આ લોકો પણ ભણી-ગણી લેશે, તો ખરેખર તેઓને ખૂબ મોટી હાનિ થશે. આ તેઓની એકદમ જૂઠી-અસત્ય વાત છે. આથી સ્વાર્થવશ તેઓ નથી ઈચ્છતા કે બધા લોકો વિદ્યા પ્રાપ્ત કરે. (આનું તાત્પર્ય એ નથી

કે બીજા લોકો વિદ્યા પ્રાપ્ત કરી સત્ય-અસત્ય અને ધર્મ-અધર્મને ન જાણે. આથી બધાનું કર્તવ્ય છે કે વિદ્યાર્થી સત્ય જ્ઞાન પ્રાપ્ત કરી પાખંડથી સ્વયં દૂર રહે અને બીજાને પણ રાખે.)

**(૧૭૯) જો કોઈ શૂદ્ર પંડિતની પાસે ભણવા આવે તો તેના પ્રત્યે તેઓનો વ્યવહાર કેવો હોય છે ?**

જવાબ : જયારે કોઈ શૂદ્ર ભણવાની ઈચ્છાથી તેમની પાસે આવે છે, તો તે સ્વાર્થી લોકો તેના નામ અને કામના વિષયમાં પૂછે છે. પછી તેને નીચ ગણી કહે છે કે તને વેદ અને ધર્મ વિષયમાં સંભાળવાનો અધિકાર નથી. જો તું તારો ધર્મ(ફરજ) છોડીને અમારો ધર્મ(ફરજ) સ્વીકારીશ તો નરકમાં જઈશ. હા, વેદ સિવાય અન્ય ગ્રંથોની કથા સાંભળી શકો છો, પરંતુ પોતાની જાતે વાંચી શકો નહિ. જો સ્વયં વાંચીશ તો અધર્મી કહેવાઈશ. આ સાથે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરતાં કહે છે કે જે કઈ ભેટ-પૂજા લાવ્યો હોય તે ધરીને-આપીને ચાલ્યો જા. અમારી વાત માનવાથી જ તારી મુક્તિ થશે. ખૂબ કમાણી કર અને અમારી સેવા કર. એમાં જ તારું કલ્યાણ છે અને ભગવાન પણ (તારા પર)પ્રસન્ન રહેશે.

**(૧૮૦) જો શૂદ્ર ભણવા માટે હઠ કરે અને પૂછે કે ભણવાથી શું દોષ લાગશે, તો પંડિત તેનો શું ઉત્તર આપશે ?**

જવાબ : ત્યારે તે (સ્વાર્થી) કહેશે કે તને કોઈએ ભરમાવ્યો છે, તેથી અમારી સામે સવાલ-જવાબ કરે છે. આ બધો કળયુગનો પ્રભાવ છે, જે અમારો ઉપદેશ નથી માનતા, એ બધા બગડી ગયા છે.

**(૧૮૧) જો(શૂદ્ર) તે વિદ્યા ભણવા માટે વધારે તર્ક સાથે કહે કે શું ભણવાથી અમારું કલ્યાણ નહિ થાય, તો તેની શું પ્રતિક્રિયા હોય છે ?**

જવાબ : આ તર્ક સાંભળી ફરી તેનો ઉત્તર એનો એ જ હોય છે કે કળયુગના લીધે જ તું અમારી સામે બકવાસ કરે છે. જો સત્યયુગ હોત તો તું અમારી સામે વધારે ન બોલત.શું જોઈને તું મારી સાથે શાસ્ત્રાર્થ કરે છે? અમારી સેવા કરી આશીર્વાદ લે, તેથી જ તારું કલ્યાણ થાશે. આમ સર્વ રીતે તે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે છે.

## પોપનો અર્થ

**(૧૮૨) પોપ શબ્દનો અર્થ શો છે ?**

જવાબ : પોપ શબ્દ વિદેશી ભાષાનો છે, ત્યાં તેનો અર્થ સૌથી મોટા ખ્રિસ્તી ધર્મગુરુ એવો થાય છે. પરંતુ અહીં તો જે માત્ર ધૂર્તતા આચરીને પોતાનો સ્વાર્થ સાધે છે તેને પોપ નામ આપાય છે.

## વિદ્યા અને ધર્મ

**(૧૮૩) વિદ્યાનું શું ફળ છે ?**

જવાબ : વિદ્યાથી ધાર્મિક થવાય છે.

**(૧૮૪) ધાર્મિક હોવું એટલે શું ?**

જવાબ : વિદ્યારૂપી જ્ઞાનના પ્રકાશથી સારું-નરસું જાણી સારાને ગ્રહણ કરવું અને ત્યાગ કરવા યોગ્યને ત્યાગવું તે.

**(૧૮૫) જેને વિદ્યારૂપી જ્ઞાન મેળવ્યું પણ જેનામાં ધાર્મિકતા નથી, તેને વિદ્યાનું ફળ મળશે કે નહિ ?**

જવાબ : નહિ મળે, તેની વિદ્યા વ્યર્થ છે, કેમ કે વિદ્યાનો ઉદ્દેશ જ ધાર્મિક બનવાનો છે.

**(૧૮૬) જે વિદ્યાર્થી સારું-નરસું જાણી સારાને ગ્રહણ નથી કરતા અને બદીને નથી છોડતા તેને મહર્ષિએ શું કહ્યા છે ?**

જવાબ : ચોર.

**(૧૮૭) તેમને ચોર કેમ કહ્યા છે ?**

જવાબ : કારણકે જેમ ચોર પણ ચોરીને ખરાબ માનવા છતાં ચોરી કરે છે અને વ્યવસાય(વ્યાપાર)ને સારો માનવા છતાં અપનાવતો નથી, તેમજ તે ભણીને પણ અધર્મનો ત્યાગ અને ધર્મનું આચરણ ન કરનાર મનુષ્ય છે.

**(૧૮૮) જો કોઈ મનુષ્ય મનથી ખરાબ જાણવા છતાં કોઈ વિશેષ કારણવશ બદીને છોડી શકતો નથી અને શ્રેષ્ઠ કાર્ય કરી શકતો નથી, ત્યારે શું તે દોષિત ગણાય કે નહિ ?**

**જવાબ :** દોષિત ગણાય છે કેમ કે અધર્મ કરવા પર તેનું ફળ દુ:ખ મળશે જ,ભલે તેનું કારણ ગમે તે હોય. એ જ રીતે ધર્મ (સારું) ન કરવાથી તેનું ફળ સુખ પણ તેને નહીં મળે.

**(૧૮૯) આ પ્રસંગને અનુરૂપ મહર્ષિએ શું ઉદાહરણ આપ્યું છે ?**

**જવાબ :** જેમ કોઈ મનુષ્ય કૂવામાં પડવાનું ખરાબ જાણવા છતાં પણ કૂવામાં પડે, તો શું દુ:ખ નહિ મળે ? એટલે કે દુ:ખ મળશે.

**જવાબ :** એ જ રીતે શ્રેષ્ઠ માર્ગે ચાલવાનું જાણવા છતાં ન ચાલે તો તેને સુખ મળતું નથી.

## સત્પુરુષ અને અસત્પુરુષ

**(૧૯૦) સત્પુરુષનાં લક્ષણો જણાવો ?**

**જવાબ :** જેવું આત્મામાં જ્ઞાન છે તેવું વચનમાં અને જેવું વચનમાં છે તેવું જ કર્મ આચરવું એ સત્પુરુષનું લક્ષણ છે.

**(૧૯૧) અસત્પુરુષનું લક્ષણ જણાવો ?**

**જવાબ :** જેના આત્માથી મન, મનથી વચન અને વચનથી કર્મમાં વિરોધાભાસ છે, તે અસત્પુરુષનું લક્ષણ છે.



## પુરુષાર્થ અને તેના પ્રકાર

**(૧૯૨) પુરુષાર્થ કોને કહે છે ?**

**જવાબ :** ઉદ્યોગ- પ્રવૃત્તિનું નામ પુરુષાર્થ છે.

**(૧૯૩) તેના કેટલા પ્રકાર છે ?**

**જવાબ :** પુરુષાર્થના ચાર પ્રકાર છે :

(૧) **અપ્રાપ્તની ઈચ્છા :** ન્યાય અને ધર્મયુક્ત કાર્યથી અપ્રાપ્ત પદાર્થોની ઈચ્છા કરી ઉદ્યોગ-પરિશ્રમ કરવો;

(૨) **પ્રાપ્તની યથાવત્ રક્ષા :** પરિશ્રમથી જે પદાર્થો પ્રાપ્ત કર્યા છે,તેની રક્ષા કરવી જેથી તે નષ્ટ-ભ્રષ્ટ ન થઇ જાય;

(૩) **રક્ષિત પદાર્થોની વૃદ્ધિ :** રક્ષિત પદાર્થોની ધર્મયુક્ત આચરણથી વૃદ્ધિ કરવી;

(૪) **વૃદ્ધિ કરેલા પદાર્થોનો ધર્મમાં ઉપયોગ કરવો :** વૃદ્ધિ કરેલા પદાર્થોનો શ્રેષ્ઠ કર્મો અને ધર્મયુક્ત વ્યવહારમાં ઉપયોગ કરવો.

**(૧૯૪) કયા કયા વ્યવહાર-કાર્યમાં તન, મન અને ધન લગાવવાં જોઈએ ?**

**જવાબ :** નિમ્નલિખિત ચાર પ્રકારના વ્યવહારમાં તન, મન અને ધન લગાવવાં જોઈએ : - (૧) વિદ્યાની વૃદ્ધિ, (૨) પરોપકાર, (૩) અનાથોનું પાલન, (૪) પોતાના સંબંધીઓની રક્ષા.

**(૧૯૫) વિદ્યાની વૃદ્ધિમાં તન, મન, અને ધનનો ઉપયોગ કઈ રીતે થાય છે ?**

**જવાબ :** શરીરનું આરોગ્ય જાળવી, તે શરીરથી યથાયોગ્ય કર્મ કરવું (વિદ્યા ગ્રહણ કરવી), મનથી ગ્રહણ કરેલી વિદ્યાને અત્યંત વિચારવી કે મનન કરવું ને ધનથી પોતાનાં અને અન્યનાં સંતાનોને વિદ્યાદાન કરવું-કરાવવું.

**(૧૯૬) પરોપકાર માટે તન, મન, ધનનો વ્યવહાર કેવી રીતે થાય છે ?**

**જવાબ :** પરોપકાર માટે શરીર અને મનથી અત્યંત ઉદ્યોગ-પુરુષાર્થ કરવો એ તન અને મનનો વ્યવહાર છે. ધનના ઉપયોગથી અનેક પ્રકારના વ્યવહાર(દાન આદિ) તથા કારખાના અને ઔદ્યોગિક વ્યવસાયો ઊભા કરવા કે જેમાં અનેક મનુષ્યો કામ કરીને આજીવિકા મેળવીને પોતાનું જીવન સુખી બનાવી શકે.

**(૧૯૭) અનાથ કોને કહે છે ?**

**જવાબ :** જે પોતાનું પાલન કરવામાં સમર્થ ન હોય તેને અનાથ કહે છે. જેમ કે- બાળક, વૃદ્ધ, રોગી, ખોડવાળા વગેરે.

**(૧૯૮) અનાથો માટે તન, મન અને ધનનો વ્યવહાર કઈ રીતે થઈ શકે છે ?**

**જવાબ :** અનાથોને સુખી કરવા માટે પોતાના તન, મન અને ધનનો ઉપયોગ કરવો એ જ યોગ્ય વ્યવહાર છે. તેઓ સુખી બને બાદમાં તેઓની યોગ્યતા અને આવડત મુજબ જે-જે કામ કરી શકે તે-તે કામ કરાવવાં જોઈએ. જેથી, તેઓ આળસુ અને બુદ્ધિહીન ન બની જાય.

**(૧૯૯) પોતાના સંબંધીઓની રક્ષા કરવા તન, મન અને ધનનો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ ?**

**જવાબ :** પોતાનાં સંતાન અને સંબંધીઓનાં પાલનપોષણ અને વિદ્યાપ્રાપ્તિની વ્યવસ્થા માટે શક્ય હોય એટલો તન, મન અને ધનનો ઉપયોગ કરવો. પરંતુ એ ધ્યાન રાખવું જરૂરી છે કે કોઈ કામ વગર ન રહે એટલે કે વિદ્યા પ્રાપ્ત કરી સામર્થ્ય મુજબ કાર્ય કરતા રહે અને આળસુ ન બને.

## વિવાહ અને પતિ-પત્નીનો પરસ્પર વ્યવહાર

**(૨૦૦) લગ્ન કરી સ્ત્રી-પુરુષ પરસ્પર કેવી રીતે વર્તે ?**

**જવાબ :** લગ્ન કરી સ્ત્રી-પુરુષ પરસ્પર નિમ્નલિખિત વ્યવહાર કરેઃ-

(૧) કદી કોઈ ક્યારેય અપ્રિય આચરણ એટલે કે જે-જે વ્યવહારથી પરસ્પર કષ્ટ થાય તેવું આચરણ કદી પણ ન કરવું, જેમ કે વ્યભિચાર આદિ.

(૨) એક બીજાને જોઈને પ્રસન્ન થવું.

(૩) એક-બીજાની સેવા કરવી.

(૪) પુરુષે ઘરના સર્વ કાર્યો સ્ત્રીને આધીન રાખવાં.

(૫) પુરુષે ભોજન, વસ્ત્ર, આભૂષણ અને પ્રિય વચન બોલી પત્નીને સદા પ્રસન્ન રાખવી.

(૬) પત્ની પણ પોતાના પતિને પ્રસન્નવદન, અન્ન-પાન, પ્રેમભાવ વગેરેથી સદા આનંદિત રાખે કે જેથી શ્રેષ્ઠ સંતાન ઉત્પન્ન થાય અને બંનેના આનંદની સર્વદા વૃદ્ધિ થાય.

**(૨૦૧) જો સ્ત્રી-પુરુષ પરસ્પર મહર્ષિ દ્વારા ઉલ્લેખિત ઉપરોક્ત વ્યવહાર ન કરે તો શું હાનિ થાય ?**

**જવાબ :** સર્વસ્વનો નાશ.

**(૨૦૨) ઉપર ઉલ્લેખિત વ્યવહાર ન કરવાથી સર્વસ્વ નાશ કેમ થાય ?**

**જવાબ :** કેમ કે પરસ્પરના પ્રેમભાવ વિના ગૃહસ્થાશ્રમનું જરા પણ સુખ મળતું નથી. તેમજ ઉત્તમ સંતાન, પ્રતિષ્ઠા અથવા લક્ષ્મી આદિ

શ્રેષ્ઠ પદાર્થોની પ્રાપ્તિ કદાપિ થતાં નથી. આથી સર્વ નાશ સમજવો જોઈએ.

**(૨૦૩) કયા કુળમાં નિશ્ચિત રૂપથી કલ્યાણ સ્થિર રહે છે ? તેમાં ઋષિઓએ કયું પ્રમાણ આપ્યું છે ?**

**જવાબ :** જે કુળમાં સ્ત્રીથી પુરુષ અને પુરુષથી સ્ત્રી પ્રસન્ન રહે છે, તે કુળમાં નિશ્ચિત રૂપથી કલ્યાણ સ્થિર રહે છે. તેનું મહર્ષિએ નીચેનું ઉદાહરણ આપ્યું છે :

''संतुष्टो भार्य्याया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

(મનુ. અ. ૩/૬૦)

**(૨૦૪) ગૃહસ્થ માટે સુખી થવા મહર્ષિએ કયા પ્રકારના વિવાહનું સમર્થન કર્યું છે ?**

**જવાબ :** સ્વયંવર વિવાહ એટલેકે યુવક યુવતીની પરસ્પરની સંમતિથી થતો વિવાહ.

**(૨૦૫) સુખ, વિદ્યા અને ઉત્તમ પ્રજાની હાનિ કઈ ઉંમરમાં લગ્ન કરવાથી થાય છે ?**

**જવાબ :** બાલ્યાવસ્થામાં.

**(૨૦૬) ગૃહસ્થાશ્રમાં સુખ-લાભ કઈ અવસ્થા એટલે કે કઈ આયુમાં વિવાહ કરવાથી મળે છે ?**

**જવાબ :** પૂર્ણ યુવાવસ્થામાં.

**(૨૦૭) સ્ત્રી-પુરુષ ક્યારે પરસ્પર આનંદિત રહી શકે ?**

**જવાબ :** જયારે બ્રહ્મચર્યપૂર્વક વિદ્યા, શિક્ષા પ્રાપ્ત કરીને યુવાવસ્થામાં પરસ્પર પરીક્ષા કરીને પ્રસન્નતાપૂર્વક એકબીજાની સંમતિથી વિવાહ કરવામાં આવે.

**(૨૦૮) બાળપણમાં વિવાહ કરવાથી કઈ-કઈ હાનિ થાય છે ?**

**જવાબ :** સુખ, વિદ્યા અને ઉત્તમ પ્રજાની હાનિ થાય છે.

**(૨૦૯) બ્રહ્મચર્યપૂર્વક રહી પૂર્ણ યુવાવસ્થામાં પ્રીતિપૂર્વક વિવાહ કરવાથી શું પ્રાપ્ત થાય છે ?**

જવાબ : સુખ-લાભ.

**(૨૧૦) પરસ્પર પ્રેમપૂર્વક વિવાહ કરવાથી કેવું સંતાન ઉત્પન્ન થાય છે ?**

જવાબ : પરસ્પર પ્રેમપૂર્વક એકબીજાની સંમતિથી વિવાહ કરવાથી યોગ્ય સંતાન પ્રાપ્ત થાય છે, જાણે લાખોમાં એક. આ પ્રકારના સંતાનોમાં બુદ્ધિ, બળ, પરાક્રમ, ધર્મ, ચારિત્ર્ય આદિ ગુણ ભરપૂર હોય છે. તે પોતે ભાગ્યશાળી બનીને પોતાના કુળને યશ અને કીર્તિ અપાવે છે.

## માનવતા અને સત્ય વ્યવહાર

**(૨૧૧) માનવતા કોને કહેવાય ?**

જવાબ : મનુષ્ય જાતિમાં એક એવો વિશિષ્ટ ગુણ જોવા મળે છે કે જે બીજી કોઈ જાતિમાં જોવા મળતો નથી, તે માનવતા છે.

**(૨૧૨) મનુષ્ય જાતિના પોતાના ગુણ કયા કયા છે ?**

જવાબ : નિર્બળો પર દયા અને ઉપકાર કરવો, નિર્બળોને પીડા આપનાર અધર્મી બળવાનોથી જરા પણ ભય કે શંકા રાખ્યા વિના બચાવવા. નિર્બળોની તન, મન, ધનથી સદા રક્ષા કરવી એ જ મનુષ્ય જાતિના પોતાના ગુણ છે.

**(૨૧૩) મનુષ્યથી ભિન્ન જાતિવાળા પ્રાણીઓનો શો સ્વભાવ હોય છે ?**

જવાબ : બળવાનથી ડરવું, નિર્બળને ડરાવવું અને પીડા-દુઃખ પહોચાડવું એટલે સુધી કે બીજાના પ્રાણ લઈને પોતાનો સ્વાર્થ સાધવો એ મનુષ્યથી ભિન્ન જાતિના પ્રાણીઓનો મૂળભૂત સ્વભાવ છે.

**(૨૧૪) કેવા મનુષ્યોને મનુષ્યથી ભિન્ન જાતિમાં ગણવા જોઈએ ?**

જવાબ : જે મનુષ્ય મનુષ્યથી ભિન્ન જાતિવાળા પ્રાણીઓ જેવો સ્વભાવ ધરાવતો હોય.

**(૨૧૫) કેવા મનુષ્ય ધન્યવાદને પાત્ર ગણાય છે ?**

જવાબ : જે ખરાબ કામો કરવામાં ભય અને સારાં કામો કરવામાં જરા પણ ભય નથી રાખતા તે જ મનુષ્ય ધન્યવાદને પાત્ર ગણી શકાય છે.

**(૨૧૬) સંપૂર્ણ સત્ય વ્યવહાર કરવામાં આવે તો વ્યાપારમાં સફળતા મળી શકે નહિ. કોર્ટના કેસ વગેરેમાં સફળતા મળતી નથી, તો સર્વ સ્થળે સત્ય વ્યવહાર કેવી રીતે કરી શકાય ?**

**જવાબ :** આ મોટી મૂર્ખતાની વાત છે. કેમ કે જો કોઈને કોઈ વ્યક્તિના ખોટા વ્યવહારની ખબર પડે તો, તેના પ્રત્યે સન્માન અને વિશ્વાસ બંને સમાપ્ત થઈ જાય છે. આથી વિરુદ્ધ, બધા વ્યવહારમાં સત્ય બોલવાથી બીજાનો તે વ્યક્તિ પ્રત્યનો વિશ્વાસ દૃઢ બંને છે. જેનાથી તેને લાભ જ લાભ થાય છે, હાનિ નહિ.

**(૨૧૭) સત્ય વ્યવહાર પ્રતિ મૂર્ખ વ્યક્તિનું શું વલણ હોય છે ?**

**જવાબ :** મૂર્ખ વ્યક્તિ એમ માને છે કે સત્યથી વ્યવહારમાં હાનિ અને જૂઠથી વ્યવહારમાં લાભ થાય છે.

(૨૧૮) આ પ્રસંગને અનુરૂપ મહર્ષિનું ઉદાહરણ જણાવો.

**જવાબ :** આ પ્રસંગે મહર્ષિએ લાલ બુઝક્કડનું ઉદાહરણ આપ્યું છે. (જેને ૫૦૦ ગામના લોકો મહાપંડિત અને ગુરુ માનતા હતા.)

ઉદાહરણ : લાલ બુઝક્કડ

**(૨૧૯) હાથીના પગના ચિહ્નોને તેણે કોનું ચિહ્ન કહ્યું ?**

**જવાબ :** હાથીના પગના ચિહ્નોને તેણે જંગલી હરણના પગનાં નિશાન કહ્યાં. જે કોઈ જંગલી મનુષ્યની ઘંટીના પડોને પગોમાં બાંધીને કૂદતું-કૂદતું ચાલ્યું ગયું છે.

**(૨૨૦) હાથમાં બોર લઈ છોકરો રડવા કેમ લાગ્યો ?**

**જવાબ :** કેમ કે બંને હાથ વચ્ચે છાપરાની થાંભલી હોવાથી તેનું મુખ બોર સુધી પહોચતું ન હતું.

**(૨૨૧) છોકરાને રડતો જોઈ તેના મા-બાપ કેમ રડવા લાગ્યા ?**

**જવાબ :** એમણે વિચાર્યું કે થાંભલીએ છોકરાને પકડી રાખ્યો છે.

**(૨૨૨) પછી તેને છોડાવવા તેમણે કોને બોલાવ્યો ?**

**જવાબ :** લાલ બુઝક્કડને.

**(૨૨૩) લાલ બુઝક્કડે છોકરાને છોડાવવા કયો ઉપાય બતાવ્યો ?**

**જવાબ :** લાલ બુઝક્કડે નીચેના બે ઉપાય બતાવ્યા :

(૧) કુહાડીથી છોકરાનો હાથ કાપી નાખવાનો; અથવા

(૨) છાપરું નીચે ઉતારી પછી છોકરાને થાંભલી ઉપરથી નીચે ઉતારવો.

**(૨૨૪) શું ખરેખર થાંભલીએ છોકરાને પકડ્યો હતો ?**

**જવાબ :** ના.

(૨૨૫) છોકરાના માબાપે કયો ઉપાય સ્વીકાર્યો ?

**જવાબ :** પ્રથમ ઉપાય એટલે કે કુહાડીથી છોકરાનો હાથ કાપી નાખવાનો.

**(૨૨૬) છાપરું ઉતારવાનો કેમ અસ્વીકાર કર્યો ?**

**જવાબ :** કેમ કે તેઓ ગરીબ હતા. જો એક વાર છાપરું તૂટી જાય તો બીજી વાર બનાવવું તેમના માટે મુશ્કેલ હતું.

**(૨૨૭) શું લાલ બુઝક્કડે છોકરાનો હાથ ખરેખર કાપી નાખ્યો ?**

**જવાબ :** ના, તે કાપવાની પૂરી તૈયારીમાં જ હતો પણ છોકરો બચી ગયો.

**(૨૨૮) હાથ કપાતો કેમ બચી ગયો ?**

**જવાબ :** તે સમયે થતી રકઝક સંભાળીને એક સ્ત્રી આવી જે બુદ્ધિમાન (સમજદાર) હતી. તેણે કહ્યું હું છોકરાને છોડાવી દઉં છું.

(૨૨૯) તેને છોકરાને કેવી રીતે છોડાવ્યો ?

**જવાબ :** થાંભલી પાસે જઈ તેણે છોકરાના ખોબા નીચે પોતાનો ખોબો ધરીને કહ્યું કે બોર મારા હાથમાં મૂકી દે.

**(૨૩૦) ત્યારે શું થયું ?**

**જવાબ :** છોકરાએ બોર મૂકી દીધાં જે સ્ત્રીના ખોબામાં આવી પડ્યાં. આ રીતે છોકરો થાંભલીથી છૂટો પડ્યો.

**(૨૩૧) તેની લાલ બુઝક્કડ પર શું પ્રતિક્રિયા થઈ ?**

**જવાબ :** તે ખૂબ ક્રોધિત થયો અને બોલ્યો કે આ છોકરો છ મહિનામાં મૃત્યુ પામશે.

**(૨૩૨) ત્યારે લોકોએ શું કહ્યું ?**

**જવાબ :** છોકરાના મા-બાપ ગભરાઈ ગયાં, પરંતુ પેલી સમજદાર સ્ત્રીએ કહ્યું કે આ વાત ખોટી છે. જો હાથ કાપવાથી હમણાં જ મરી ગયો હોત તો તમે શું કરત?

**(૨૩૩) શું મૃત્યુથી બચવાનું કોઈ ઔષધ છે ?**

**જવાબ :** ના.

(૨૩૪) આ ઉદાહરણથી શું સાબિત થયું ?

**જવાબ :** અસત્ય વ્યવહાર કાયમ (લાંબો) નથી ચાલતો. એક વાર એ સાબિત થઈ જાય કે કોઈ વ્યક્તિ અસત્ય બોલે છે તો લોકોનો તેના પરનો વિશ્વાસ સમાપ્ત(નષ્ટ) થઇ જાય છે.

## સત્ય અને ધર્મ

**(૨૩૫) સત્ય વ્યવહારનું નામ શું છે ? (સત્ય વ્યવહારને શું કહેવાય છે ?)**

**જવાબ :** ધર્મ.

**(૨૩૬) અસત્ય વ્યવહારનું નામ શું છે ? (અસત્ય વ્યવહારને શું કહેવાય છે ?)**

**જવાબ :** અધર્મ.

**(૨૩૭) ધર્મ (સત્ય વ્યવહાર)નું ફળ શું છે ?**

**જવાબ :** સુખની પ્રાપ્તિ.

**(૨૩૮) અધર્મ (અસત્ય વ્યવહાર)નું ફળ શું છે ?**

**જવાબ :** દુઃખની પ્રાપ્તિ.

**(૨૩૯) સત્ય આચરણ માટે ઋષિએ વેદાદિ શાસ્ત્રોનાં કેટલાં પ્રમાણ આપ્યાં છે ?**

**જવાબ :** ત્રણ.

**(૨૪૦) ક્રમશઃ એ પ્રમાણો અને તેના અર્થ જણાવો.**

**જવાબ :** તે ત્રણ પ્રમાણ નીચે મુજબ છે :

(૧) इदमहमनृतात्सत्यमुपैमि ॥ (યજુ. ૧ : ૫) એટલે કે મનુષ્યમાં

મનુષ્યપણુ એ જ છે કે તે અસત્યના વ્યવહારોનો સર્વથા ત્યાગ કરીને સદા સત્ય વ્યવહારોને ગ્રહણ કરે.

(૨) सत्यमेव जयते नानृतम् सत्येन पन्था विततो देवयानः । येनाक्रमन्त्यषयो ह्याप्तकामो यत्र तत् सत्यस्य परमं निधानम् ॥

कृत्य (મુંડક ૩ : ૧ : ૬)

એટલે કે સદા સત્યનો જ જય થાય છે અને અસત્યનો પરાજય થાય છે. એટલે જ ધાર્મિક ઋષિઓ સત્ય પર ચાલીને, સત્યના નિધિ જે પરમાત્મા છે, તેને પ્રાપ્ત કરી આનંદિત થયા હતા અને અત્યારે પણ થઈ રહ્યા છે. મનુષ્યોએ તેનું સેવન શા માટે ન કરવું ? એટલે કે આપણે પણ સત્યરૂપી પરમાત્માને પ્રાપ્ત કરીને આનંદ મેળવવો જોઈએ.

(૩) न सत्यात्परमो धर्मो नानृतात् पातकं परम् એટલે કે એ વાત નિશ્ચિત છે કે સત્યથી મોટો કોઈ ધર્મ નથી અને અસત્યથી મોટો કોઈ અધર્મ નથી.

(૨૪૧) કેવા મનુષ્યો ધન્યવાદને પાત્ર છે ?

**જવાબ :** જે મનુષ્યો સર્વ વ્યવહારોમાં સત્યનું જ આચરણ કરે છે અને અસત્યયુક્ત વ્યવહાર કદી જરાપણ આચરતા નથી, તે મનુષ્યો ધન્યવાદને પાત્ર છે.

**(૨૪૨) મહર્ષિએ સત્ય-અસત્ય અને ધર્મ-અધર્મયુક્ત વ્યવહારના પ્રસંગમાં કેટલાં ઉદાહરણ આપ્યાં છે ?**

**જવાબ :** ચાર. ઉદાહરણ : વેપારી અને ગ્રાહક

**(૨૪૩) આ ચાર ઉદાહરણ કોના કોના સંદર્ભમાં આપ્યાં છે ?**

**જવાબ :** (૧) ઉદા. ગ્રાહક અને વ્યાપારી, બંને અધર્મી એટલે કે અસત્યવાદી,

(૨) ઉદા.- ગ્રાહક અને વ્યાપારી, બંને ધર્મી એટલે કે સત્યવાદી,

(૩) ઉદા.- ગ્રાહક અસત્યવાદી અને વ્યાપારી ધર્મી (સત્યવાદી),

(૪) ઉદા.- ગ્રાહક સત્યવાદી અને વ્યાપારી અધર્મી (અસત્યવાદી).

**(૨૪૪) પ્રથમ ઉદાહરણને સંક્ષિપ્તમાં સમજાવી તેનું પરિણામ જણાવો.**

**જવાબ :** કોઈ એક અધર્મી ગ્રાહક કોઈ અધર્મી કાપડના વેપારીની દુકાને જઈ કાપડનું મૂલ્ય પૂછે છે, જેનું સાચું મૂલ્ય દસ આના ગજ હતું. તેના બદલે વેપારી સોળ આના ગજ કહે છે અને ગ્રાહક છ આના ગજ માગે છે. રકઝક કરતાં કરતાં વેપારી ૧૪ આનાથી ઓછું કરતાં-કરતાં ક્રમશઃ ૧૨ આના, ૧૧ આના, સાડા દસ આના અને અંતમાં ૧૦ આના સુધી પહોંચે છે. આ જ રીતે ગ્રાહક પણ સાત આનાથી વધતાં-વધતાં ૮ આના, ૯ આના, સાડા ૯ આના અને દસ આના સુધી પહોંચે છે. વચ્ચે-વચ્ચે ધર્મના સોગંદ અને પુત્રના સોગંદ ખાઈને બંને પોત-પોતાની વાતને સત્ય કહેતા હતા. વેપારી કાપડ માપતી વખતે ઓછું માપે છે. પછી બંને વચ્ચે દલીલ અને ઝઘડો થાય છે.

બંને એકબીજાને જૂઠા કહે છે. એકબીજાના બાપ-દીકરા અને સાત પેઢીને જૂઠી કહી લડાઈ-ઝઘડો શરૂ કરે છે. એટલે સુધી કે ગ્રાહક વેપારીને બૂટ મારી દે છે અને વેપારી ગ્રાહકને કાપડ માપવાનો ગજ મારે છે. વારંવાર એકબીજાને મારવા દોડે છે. આજુબાજુવાળા દુકાનદારોએ માંડમાંડ છોડાવ્યા. આમ, બંનેની દુર્દશા થાય છે. આ જુઠ્ઠા અને અધાર્મિક વ્યવહારનું પરિણામ છેઃ- સમયનો વ્યય, ગાળાગાળી અને મારપીટ.

**(૨૪૫) ધાર્મિક તેમજ સત્ય હોય એવા ગ્રાહક અને વેપારીનું ઉદાહરણ જણાવો.**

**જવાબ :** આ ઉદાહરણમાં ગ્રાહક વેપારીને શાલનો ભાવ પૂછે છે, જે ૫૦૦ રૂપિયા જણાવે છે. ગ્રાહક પ્રેમથી ૫૦૦ રૂપિયા આપી શાલ ખરીદીને ચાલ્યો જાય છે. આ રીતે, શાંતિથી સમયના બગાડ વિના વ્યાપાર થઈ જાય છે.

**(૨૪૬) સાચા દુકાનદાર અને જૂઠા ગ્રાહકનું ઉદાહરણ જણાવો.**

**જવાબ :** ગ્રાહક દુકાનદારને શાલનું મૂલ્ય પૂછે છે, જે અઢીસો રૂપિયા કહે છે. ગ્રાહકના ૨૦૦ રૂપિયા કહેવા પર વેપારી કહે છે કે અહીં જૂઠનો વ્યાપાર નથી ચાલતો. લેવું હોય તો લઇ લો નહિ તો જાવ.

ગ્રાહક બીજી અનેક દુકાનો ફરી ભાવતાલ કરી પાછો આવીને અઢીસો રૂપિયા આપી શાલ લઈ ગયો. આ રીતે, જૂઠા ગ્રાહકનો સમય બરબાદ થાય છે.

**(૨૪૭) સાચા ગ્રાહક અને જૂઠા વેપારીનું ઉદાહરણ જણાવો.**

**જવાબ :** સાચા ગ્રાહકે જૂઠા વેપારીને પીતાંબરનો ભાવ પૂછ્યો, જે તેણે ૨૫ રૂપિયા કહ્યો. ગ્રાહક ૧૨ રૂપિયા કહી ચાલવા લાગ્યો. ત્યારે દુકાનદાર ક્રમશઃ૧૮,૧૪ અને ૧૩ રૂપિયા મૂલ્ય કહેવા લાગ્યો. ગ્રાહક તેના ભાવ પર અડગ રહ્યો. અંતે દુકાનદાર તેને ૧૨ રૂપિયામાં જ વેચી દે છે.આ રીતે, અહીંયાં સાચા ગ્રાહકની વાત પૂરી(સંતોષાય) થાય છે.

**(૨૪૮) આ બધાં ઉદાહરણોથી શું બોધપાઠ મળે છે ?**

**જવાબ :** આ બધાનો સાર એ જ છે કે ધાર્મિક તેમજ સત્યવાદીઓને જ હંમેશાં લાભ થાય છે અને જૂઠા લોકોના સમયની બરબાદી અને દુર્દશા થાય છે. એટલા માટે સર્વ મનુષ્યોએ જૂઠનો સર્વથા ત્યાગ કરીને સત્યથી જ સર્વ વ્યવહાર કરવો જોઈએ. જેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થતાં સદા સુખી જીવન જીવી શકાય છે.

## ધાર્મિક બનવાનો આધાર

**(૨૪૯) મનુષ્યનો આત્મા સદા કયા-કયા કર્મોથી ધર્મયુક્ત થાય છે ?**

**જવાબ :** નીચે લખેલી ત્રણ બાબતોને ધ્યાનમાં રાખી મનુષ્ય સદા માટે ધર્માત્મા બની શકે છે:

(૧) જયારે મનુષ્ય પરમાત્માને ભગવાન, સર્વદ્રષ્ટા સર્વવ્યાપક, સર્વકર્મોના સાક્ષી માની ખરાબ કામ કરતાં ડરે છે ત્યારે તે ધર્માત્મા બની જાય છે. એટલે કે તે જાણે છે કે તેનું કોઈ પણ કર્મ એવું નથી જેને પરમાત્મા ન જાણતા હોય. જો કોઈ ખરાબ કર્મ કરીશ, તો એનું દુઃખરૂપ ફળ અવશ્ય મળશે. તેથી તે ખરાબ (અધર્મયુક્ત) કર્મ ન કરતાં ધર્માત્મા બની જાય છે.

(૨) સત્યવિદ્યા, ઉત્તમ શિક્ષણ, સત્પુરુષોનો સંગ, પુરુષાર્થ, જિતેન્દ્રિયતા, બ્રહ્મચર્ય આદિ શુભ ગુણો અપનાવવાથી ધર્માત્મા બની શકાય છે.

(૩) પોતાનું જેટલું સામર્થ્ય હોય તેટલું જ ધન પુણ્ય કાર્યમાં વાપરવાથી ધર્માત્મા બની શકાય છે.

**(૨૫૦) આપે પરમાત્માથી ડરી બુરા કર્મો ન કરવાવાળાને ધર્માત્મા કહ્યા છે. રાજા વગેરે પણ દંડ આપે છે. શું તેમનાથી ડરી વ્યક્તિ ધર્માત્મા નથી બની શકતી ? અથવા રાજા વગેરે મનુષ્યોથી ડરવાવાળા અને પરમાત્માથી ન ડરવાવાળા ધર્માત્મા કેમ નથી થઈ શકતા ?**

**જવાબ :** માત્ર રાજાના દંડથી ડરવાવાળા ધર્માત્મા બની નથી શકતા કેમ કે રાજા અલ્પજ્ઞ છે. તે ન તો મનુષ્યોના બધા બુરા કર્મો જાણી શકે, કે ન મન આદિ અંતઃકરણથી થનાર ખરાબ કર્મોને જાણી તેનું ફળ આપી શકે. તે માત્ર બહારથી દેખાતા અધર્મયુક્ત કર્મોનો જ દંડ આપી શકે છે. એકાંતમાં તથા મન અને અંતઃકરણથી થતાં ખરાબ કર્મોને તો માત્ર પરમાત્મા જ જાણી શકે છે. આથી દુષ્કર્મોથી બચવા માટે પરમાત્માનો ભય રાખવો આવશ્યક છે.

**(૨૫૧) મનુષ્યના આત્મા અને મનના દ્રષ્ટા અને નિયમન કરનાર રાજા કોણ છે ?**

**જવાબ :** આત્મા અને પરમાત્મા.

**(૨૫૨) એવું કયું સ્થાન અને કર્મ છે કે જેને આત્મા અને પરમાત્મા ન જોઈ શકે ?**

**જવાબ :** એક પણ નહિ.

**(૨૫૩) મનુષ્ય ક્યારે બાહ્ય દુષ્કર્મ કરવામાં પણ ભય અને શંકા નથી સેવતા ?**

**જવાબ :** એકાંતમાં, જ્યાં રાજા આદિનો ભય નથી હોતો તથા જે પરમાત્માથી પણ નથી ડરતો, તે ચોરી આદિ દુષ્કર્મ કરવામાં જરા પણ શંકા કરતો નથી.

**(૨૫૪) જે આત્મા અને પરમાત્માને સાક્ષી માની યોગ્ય કર્મ કરે છે, તેઓને શું કહેવાય છે ?**

**જવાબ :** ધર્માત્મા. ઉદાહરણ : વિદ્વાન અને બે વિદ્યાર્થી

**(૨૫૫) 'ધર્માત્મા'ના લક્ષણો વર્ણવતું કયું ઉદાહરણ મહર્ષિએ આપ્યું છે ?**

**જવાબ :** વિદ્વાન અને બે નવા વિદ્યાર્થીઓનું.

**(૨૫૬) વિદ્વાને બે નવા વિદ્યાર્થીઓની ધાર્મિકતાની પરીક્ષા કઈ રીતે લીધી ?**

**જવાબ :** વિદ્વાને બેય વિદ્યાર્થીઓને કહ્યું કે હું તમને ત્યારે જ ભણાવીશ, જયારે તમે બંને એક-એક છોકરાને એકાંતમાં લઈ જઈ, જ્યાં કોઈ પણ (તમને) જોતું ન હોય, ત્યાં તેના કાન પકડીને બે-ચાર ઊઠ-બેસ જલદી-જલદી કરાવીને એક ઠોંસો મારજો.

**(૨૫૭) ત્યારે બંને વિદ્યાર્થીઓએ શું કર્યું ?**

**જવાબ :** બેમાંથી એક વિદ્યાર્થીએ ચારે બાજુ કોઈ પણ દેખાતું ન હોઈ ફટાફટ વિદ્વાન(ગુરુ) દ્વારા સોંપાયેલ કાર્ય કર્યું. પરંતુ બીજો વિદ્યાર્થી આજ્ઞા પાલનથી પહેલાં વિચાર કરવા લાગ્યો કે, મને છોકરો અને હું છોકરાને જોઉં છું, તો પછી આવું કામ કેવી રીતે કરી શકું ? તેથી તે કાર્ય કર્યા વિના વિદ્વાન પાસે પાછો ફર્યો.

**(૨૫૮) આ બંનેમાંથી કોનું આચરણ ઉચિત હતું ?**

**જવાબ :** બીજા વિદ્યાર્થીનું.

**(૨૫૯) તેણે તો વિદ્વાન ગુરુની આજ્ઞાનું પાલન કર્યું ન હતું, તો પછી તેનું આચરણ ઉચિત કેમ કહેવાય ?**

**જવાબ :** ખરેખર, વિદ્વાનની આજ્ઞાનું પાલન તો તેણે જ કર્યું હતું. કેમ કે વિદ્વાને કહ્યું હતું કે કાર્ય એકાંત સ્થાન પર કરવાનું છે, જ્યાં કોઈ પણ જોતું ન હોય. તેને એવું સ્થાન ન મળી શક્યું અને એ પણ એક હકીકત છે.

**(૨૬૦) પંડિતે આ બીજા વિદ્યાર્થીને શું કહ્યું ?**

**જવાબ :** પંડિતે આ બીજા વિદ્યાર્થીને કહ્યું કે તું બુદ્ધિમાન અને ધાર્મિક છે, તું મારી પાસે રહી અધ્યયન કર.

**(૨૬૧) જે પંડિતના કહેવા અનુસાર છોકરાને ઠોંસો મારી આવી ગયો હતો, તે પહેલા વિદ્યાર્થીને પંડિતે શું કહ્યું ?**

**જવાબ :** પંડિતે કહ્યું કે તું અધ્યયન માટે લાયક નથી, માટે અહીંથી ચાલ્યો જા.

## વિદ્વાન અને ધાર્મિક

**(૨૬૨) શું બધા મનુષ્યોનું વિદ્વાન બનવું શક્ય છે ?**

જવાબ : ના.

**(૨૬૩) શું બધા મનુષ્યોનું ધર્માત્મા બનવું શક્ય છે ?**

જવાબ : ના.

**(૨૬૪) સ્વયં ધાર્મિક બનીને બીજાને પણ ધાર્મિક કોણ ન બનાવી શકે ?**

જવાબ : અવિદ્વાન.

**(૨૬૫) સ્વયં ધાર્મિક બનીને બીજાને પણ ધાર્મિક કોણ બનાવી શકે છે ?**

જવાબ : વિદ્વાન.

**(૨૬૬) ધૂર્ત કોને ભરમાવી અધર્મમાં પ્રવૃત્ત ન કરી શકે છે ?**

જવાબ : અવિદ્વાનને.

**(૨૬૭) ધૂર્ત કોને ભરમાવી અધર્મમાં પ્રવૃત્ત કરી શકે નહિ ?**

જવાબ : વિદ્વાનને.

**(૨૬૮) અવિદ્વાનની તુલના મહર્ષિએ કોની સાથે કરી છે ?**

જવાબ : આંધળાની સાથે.

**(૨૬૯) કેમ ?**

જવાબ : જે રીતે અંધ વ્યક્તિની ન દેખાવાના લીધે કૂવામાં પડવાની સંભાવના છે.

**(૨૭૦) વિદ્વાન શું ઠીક-ઠીક જાણી શકે છે ?**

જવાબ : સત્ય-અસત્યને.

**(૨૭૧) સત્ય-અસત્યમાં સ્થિર કોણ રહી શકતો નથી ?**

જવાબ : અવિદ્વાન.

**(૨૭૨) ધાર્મિક વિદ્વાન અને ધાર્મિક અવિદ્વાનમાં શું તફાવત છે ?**

જવાબ : (૧) અવિદ્વાન ધાર્મિક હોવા છતાં બીજાને ધાર્મિક નથી બનાવી શકતો, જ્યારે ધાર્મિક વિદ્વાન બીજાને પણ ધાર્મિક બનાવી શકે છે.

(૨) અવિદ્વાનને કોઈ પણ ધૂર્ત ભરમાવીને અધર્મમાં પ્રવૃત્ત કરી શકે છે, જ્યારે વિદ્વાનને કોઈ ભરમાવી શકતું નથી. જેવી રીતે આંખ દ્વારા દેખતો માણસ કૂવામાં નથી પડતો તેમ જ્ઞાની મનુષ્ય અધર્મમાં નથી ફસાતો. તેનાથી ઊલટું, અંધ ન દેખાવાને કારણે કૂવામાં પડી શકે છે, એ જ રીતે અવિદ્વાન જ્ઞાન ન હોવાના કારણે અધર્મમાં ફસાઈ શકે છે.

(૩) વિદ્વાન સત્ય-અસત્યને જાણી તેમાં ઠીક-ઠીક પ્રમાણમાં સ્થિર રહી શકે છે. જ્યારે અવિદ્વાન સત્ય-અસત્યને ઠીક-ઠીક ન જાણવાથી તેમાં સ્થિર રહી શકતો નથી.

ઉદાહરણ : અવિદ્વાન રાજા અને ભિક્ષુક બ્રાહ્મણ.

**(૨૭૩) અવિદ્વાન ધાર્મિકના સંદર્ભમાં મહર્ષિએ કયું ઉદાહરણ આપ્યું છે ?**

**જવાબ :** અવિદ્વાન રાજા, મૂર્ખ ભિક્ષુક બ્રાહ્મણ અને દાનાધ્યક્ષનું ઉદાહરણ આપ્યું છે.

**(૨૭૪) એ ઉદાહરણ કયું છે ?**

**જવાબ :** આ ઉદાહરણમાં મૂર્ખ બ્રાહ્મણ દાનાધ્યક્ષના માધ્યમથી રાજા દ્વારા પોતાની આજીવિકા નિર્ધારિત કરાવે છે. છ મહિના માટે ૬૦ રૂપિયાની આજીવિકા મળતાં કોષાધ્યક્ષ, નોકર, સિપાહી અને દાનાધ્યક્ષ બધા દ્વારા તેને ઠગવામાં આવે છે. તેની પાસે માત્ર ૨૨ રૂપિયા જ બચે છે. દાનાધ્યક્ષના કહેવા પર ગંગાજીના કિનારે જપ કરવા બેસી જાય છે. મૂર્ખ હોવાના કારણે દાનાધ્યક્ષના શબ્દોને પકડી અને "मै राजा का जप करु मै राजा का....." તેને જ મંત્ર સમજી જપવા લાગે છે. આ મૂર્ખ બ્રાહ્મણની નકલ કરી બીજા મૂરખે પણ પોતાની આજીવિકા નક્કી કરાવી અને પહેલાની માફક જ ઠગની સૂચના 'तू करे सो मैं करुं....., ऐसा निभेगा कब तक.....' અને 'जब तक निभे तब तक' જેવા મંત્રોનો જપ કરવા લાગે છે.

**(૨૭૫) કેવા મનુષ્યો પોતાના સ્વાર્થ માટે અન્યાય કરી બીજાને ઠગે છે ?**

**જવાબ :** અધર્મી અને સ્વાર્થી.

**(૨૭૬) કેવા મનુષ્યો દુર્ભાગી હોય છે ?**

**જવાબ :** જે અવિદ્યા અને અધર્મના અંધકારમાં પતન પામીને કદી સુખ પ્રાપ્ત કરી શકતો નથી, તે દુર્ભાગી મનુષ્ય છે.

**(૨૭૬) અવિદ્યા અને અધર્મના અંધકારમાં પતિત મનુષ્ય કેવા હોય છે ?**

**જવાબ :** દુર્ભાગી. ઉદાહરણ : વિદ્વાન તથા ધાર્મિક રાજા.

**(૨૭૭) મહર્ષિએ ધાર્મિક અને વિદ્વાન રાજાનું કયું ઉદાહરણ આપ્યું છે ?**

**જવાબ :** ધાર્મિક તેમજ વિદ્વાન રાજાના દાનાધ્યક્ષ પાસે કોઈ ધૂર્ત ગયો અને તેણે આજીવિકા માટે પ્રાર્થના કરી. પ્રશ્નોના જવાબમાં તેણે કહ્યું કે તે કંઈ પણ (વિદ્યા) ભણ્યો નથી. વીસ વર્ષ ખેલ-કૂદ, ભેંસો ચરાવવામાં, ખેતરોમાં રખડવામાં અને માતા-પિતા સાથે આનંદમાં પસાર થઇ ગયાં. હવે આખા ઘરનો ભાર તેના પર આવી પડ્યો છે. બજારોમાં ઉપદેશ આપું છું. આથી મારી આજીવિકાનો પ્રબંધ કરાવી આપો. દાનાધ્યક્ષે કહ્યું કંઈક નોકરી-ચાકરી કરી પરિશ્રમ કરો, તો આજીવિકા કરાવી દઉં. પરંતુ તે(ધૂર્ત) પરિશ્રમ માટે કરવા ન માન્યો, તો દાનાધ્યક્ષે (આજીવિકા માટે) ના પડી દીધી. પછી તે રાજા પાસે ગયો. રાજાએ પણ તેવો જ જવાબ આપ્યો. તેના પછી, એક યોગ્ય વિદ્વાન દાનાધ્યક્ષની પાસે આવ્યો. તેની યોગ્યતા અને પાત્રતાને જાણી રાજા સાથે મેળાપ કરાવ્યો. રાજાએ તેની પરીક્ષા લઈ જાણ્યું કે આ ખરેખર શ્રેષ્ઠ વિદ્વાન છે. રાજાએ તેને વિદ્યાર્થીઓને ભણાવવા અને ધર્મોપદેશ કરવા હજાર રૂપિયાના માસિક વેતને રાખી લીધો.

**(૨૭૮) બેકાર માટે આજીવિકાનો પ્રબંધ ન કરવો શું અધાર્મિકતા નથી ? આપ તો તેને ધાર્મિક રાજા કેવી રીતે કહો છો ?**

**જવાબ :** કોઈની યોગ્યતા અનુસાર તેને કામ આપીને આજીવિકા પ્રદાન કરવી એ જ સાચી ધાર્મિકતા છે. જે પરિશ્રમથી ભાગે છે, તેને મફતમાં આજીવિકા પ્રદાન કરવી એ અધર્મ છે, કેમ કે તેનાથી આળસુ અને કુપાત્રોને પ્રોત્સાહન મળે છે. પરિણામે દેશ અવનતિ તરફ જાય છે.

**(૨૭૯) પહેલો બ્રાહ્મણ તો સાધુ બની બજારોમાં ઉપદેશ કરતો હતો. શું તેને તે પ્રકારની રોજગારી આપવી ઉચિત ન હતું ?**

જવાબ : પ્રત્યેક મનુષ્યને તેની યોગ્યતા અનુસાર કાર્ય કરવું જ ઉચિત છે. ત્યારે જ તેનો સદોપયોગ અને દેશની ઉન્નતિ સંભવ છે. મહર્ષિના શબ્દોમાં 'વિદ્યા વિના બ્રાહ્મણ, પરોપકાર વિના સાધુ અને જ્ઞાન વિના ઉપદેશકનું કામ કેવી રીતે કરી શકાય ? જયારે આ બ્રાહ્મણ બિલકુલ અભણ હતો, તો તેને ભણેલા-ગણેલા જેવો રોજગાર આપવો સર્વથા અનુચિત હતું.

**(૨૮૦) બ્રાહ્મણની મુખ્ય વિશેષતા શું છે ?**

જવાબ : વિદ્યા.

**(૨૮૧) સાધુની મુખ્ય વિશેષતા શું છે ?**

જવાબ : પરોપકાર.

**(૨૮૨) ઉપદેશકની મુખ્ય વિશેષતા કે કયો ગુણ હોવો જોઈએ ?**

જવાબ : વિશિષ્ટ જ્ઞાન.

**(૨૮૩) કેવા રાજા અને દાનાધ્યક્ષ ધન્ય ગણાય છે ?**

જવાબ : જેઓના ચિત્તમાં વિદ્યા, પરમાત્મા અને ધર્મરૂપી સૂર્ય પ્રકાશિત થતો હોય તેઓ ધન્ય ગણાય છે.

**(૨૮૪) દાનભક્ષ કોને કહેવાય છે ?**

જવાબ : જે દાતાના દાનનું ભક્ષણ (ઉપભોગ) કરીને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે, તેને દાનભક્ષ કહે છે.

**(૨૮૫) દાનાધ્યક્ષ કોને કહેવાય છે ?**

જવાબ : જે દાતાના દાનને સુપાત્ર વિદ્વાનોને આપીને તેમની પાસેથી વિદ્યા અને ધર્મની ઉન્નતિ કરાવે છે, તેને દાનાધ્યક્ષ કહે છે.

## રાજા અને પ્રજા

**(૨૮૬) રાજા કોને કહેવાય છે ? (ઉત્તમ રાજાનાં લક્ષણો જણાવો.)**

જવાબ : ઉત્તમ રાજાનાં લક્ષણો નીચે મુજબ છે :

(૧) જે વિદ્યા, ન્યાય, જીતેન્દ્રિયતા, શૌર્ય, ધૈર્ય વગેરે ગુણોથી યુક્ત હોય છે.

(૨) જે પ્રજાને પોતાના પુત્ર સમાન માનીને તેનું પાલન કરતાં-કરતાં શ્રેષ્ઠોની યથા યોગ્ય રક્ષા અને દુષ્ટોને દંડ પ્રદાન કરે છે.

(૩) રાજા સ્વયં ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી પ્રજાને પણ એ વાતમાં યોગ્ય બનાવે છે, તથા

(૪) રાજા સ્વયં આનંદિત રહે છે અને સર્વને સુખ પ્રાપ્તિનાં સાધનો ઉપલબ્ધ કરાવે છે.

**(૨૮૭) પ્રજા કોને કહેવાય છે ?**

**જવાબ :** જેમ પુત્રાદિ તન, મન, ધનથી પોતાના માતા-પિતાની સેવા કરીને તેઓને સદા પ્રસન્ન રાખે છે, તેમ પ્રજા અનેક પ્રકારના ધર્મયુક્ત વ્યવહારોથી વિવિધ પ્રકારના ઉપયોગી પદાર્થોનું ઉત્પાદન કરે છે તથા પ્રામાણિકતાથી રાજાને કર આપીને સદા પ્રસન્ન રાખે છે, તે પ્રજા કહેવાય છે.

**(૨૮૮) કેવો રાજા રાજા કહેવાને યોગ્ય નથી ?**

**જવાબ :** જે રાજા પોતાનું હિત ઇચ્છે છે અને પ્રજાનું અહિત ઇચ્છે છે.

**(૨૮૯) કેવી પ્રજા પ્રજા કહેવાને યોગ્ય નથી ?**

**જવાબ :** જે પ્રજા ફક્ત પોતાનું હિત અને રાજાનું અહિત ઇચ્છે છે.

**(૨૯૦) કેવા રાજાને અને પ્રજાને પરસ્પરના શત્રુ, ડાકુ અને ચોર સમજવા જોઈએ ?**

**જવાબ :** જેઓ પોતાનું હિત અને બીજાનું અહિત ઇચ્છે છે.

**(૨૯૧) વાસ્તવમાં રાજા અને પ્રજા કોને કહેવાય ?**

**જવાબ :** જેઓ ધાર્મિક બનીને એક-બીજાનું હિત કરવામાં નિત્ય તત્પર રહે, તેને જ વાસ્તવમાં રાજા અને પ્રજા કહેવાય, તેથી વિપરીત નહિ.

**(૨૯૨) રાજા અને પ્રજાના પરસ્પર વ્યવહારને સમજાવવા માટે મહર્ષિએ કયું ઉદાહરણ આપ્યું છે ?**

**જવાબ :** 'અંધેરી નગરી ગંડું રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજા.' નામનું ઉદાહરણ આપ્યું છે.

ઉદાહરણ : અંધેરી નગરી અને ગંડું રાજા.

**(૨૯૩) શું અંધેરી નગરીનું નામ પહેલેથી અંધેરી નગરી હતું ?**

**જવાબ :** ના.

**(૨૯૪) તેનું પ્રથમ નામ શું હતું ?**

**જવાબ :** પ્રકાશવતી.

**(૨૯૫) પ્રકાશવતી નગરીના રાજાનું નામ શું હતું ?**

**જવાબ :** ધર્મપાલ.

**(૨૯૬) પ્રકાશવતી નગરીની વ્યવસ્થાનું નામ શું હતું ?**

**જવાબ :** યથાયોગ્ય વર્તનાર.

**(૨૯૭) ધર્મપાલ કેવો રાજા હતો ?**

**જવાબ :** વિદ્વાન અને ધાર્મિક.

**(૨૯૮) ધર્મપાલના મૃત્યુ પછી રાજા કોણ બન્યું ?**

**જવાબ :** તેનો દીકરો.

**(૨૯૯) તે કેવો હતો ?**

**જવાબ :** મહા અધર્મી અને મૂર્ખ.

**(૩૦૦) તેણે ગાદી સંભાળતાં જ સભાને શું કહ્યું ?**

**જવાબ :** તેણે સભામાં જાહેર કર્યું કે જે મારી આજ્ઞા માને, તે મારી પાસે રહે અને જે ન માને, તે અહીંથી ચાલ્યા જાય.

**(૩૦૧) તેનો સભાસદોએ શું ઉત્તર આપ્યો ?**

**જવાબ :** જે ધાર્મિક સભાસદો હતા તેમણે કહ્યું કે આપના પિતા સભાની સંમતિ અનુસાર વર્તતા હતા, તેમ આપે પણ વર્તવું જોઈએ.

(૩૦૨) સભાસદોની વાત સાંભળી તે શું બોલ્યો ?

**જવાબ :** તેણે કહ્યું મારા પિતાનું કામ તેમની સાથે ગયું. હવે મારી ઈચ્છા હશે તેમ હું કરીશ.

**(૩૦૩) શું રાજાનો ઉત્તર સાંભળી સભાસદો ચૂપ થઈ ગયા ?**

**જવાબ :** ના. તેઓએ કહ્યું કે જો આપ સભાસદોનું કહ્યું નહિ માનો, તો રાજ્યનો નાશ અથવા આપનો પણ નાશ થઈ જશે.

**(૩૦૪) તેનો રાજાએ શું ઉત્તર આપ્યો ?**

**જવાબ :** રાજાએ કહ્યું કે મારો નાશ થવાનો હશે ત્યારે થશે, પરંતુ તમે અહીંથી ચાલ્યા જાવ. નહીં તો હમણાં જ તમારો નાશ કરી નાખીશ.

**(૩૦૫) ત્યારે સભાસદોએ શું કર્યું ?**

**જવાબ :** ત્યારે સભાસદોએ પરસ્પર વિચાર કરીને કહ્યું કે "વિનાશકાલે વિપરીત બુદ્ધિ" એટલે કે જેનો વિનાશ થવાનો હોય, તેની બુદ્ધિ પ્રથમથી જ ભ્રષ્ટ થઇ જાય છે. તેવું જ રાજા સાથે બની રહ્યું છે. આથી હવે અહીંયાં આપણો નિર્વાહ નહિ થઈ શકે. એવું વિચારી એ બધા ચાલ્યા ગયા.

**(૩૦૬) ત્યારે શું તે રાજા એકલો રહી ગયો ?**

**જવાબ :** ના. મહામૂર્ખ, ધૂર્ત અને ખુશામતખોરોની મંડળી તેની સાથે રહી હતી.

**(૩૦૭) હવે રાજાએ પોતાનું નામ શું રાખ્યું ?**

**જવાબ :** ગંડું.

**(૩૦૮) નગરીનું નામ શું રાખ્યું ?**

**જવાબ :** અંધેરી.

**(૩૦૯) તેણે પોતાના કાર્ય માટે કઈ પદ્ધતિ નિશ્ચિત કરી ?**

**જવાબ :** તેણે નક્કી કર્યુ કે જે મારા પિતા અને સભા કાર્ય કરતાં હતાં તેનાથી ઊલટું કરવું.

**(૩૧૦) આ ઊલટા કામોમાં સૌથી પહેલાં તેણે કયાં કાર્યો નિર્ધારિત કર્યાં ?**

**જવાબ :** સૌથી પહેલા તેણે બે કાર્યો નિર્ધારિત કર્યાં: ૧) જેવી રીતે મારા પિતા દિવસે કાર્ય કરતા અને રાત્રે સૂતા હતા, તેનાથી ઊલટી રીતે આપણે દિવસે સૂવાનું અને રાત્રે કાર્ય કરવાનું છે. તથા ૨) પિતાના શાસનમાં બધી વસ્તુઓ જુદા-જુદા ભાવે વેચાતી હતી, મારા શાસનમાં કેસર અને કસ્તૂરીથી લઈને ધૂળ સુધીની દરેક વસ્તુ એક જ ભાવે એટલે કે ટકાના શેરના ભાવે વેચાશે.

**(૩૧૧) દરેક વસ્તુનું મૂલ્ય એક જ એટલે કે ટકે શેરથી આકર્ષિત થઈ ત્યાં બીજા દેશથી કોણ આવ્યું ?**

**જવાબ :** વેરાગી ગુરુ-શિષ્ય.

**(૩૧૨) તે બંને શું કાર્ય કરતા હતા ?**

**જવાબ :** અખાડામાં મલ્લવિદ્યા શીખવતા હતા.

**(૩૧૩) તેઓનું શરીર કેવું હતું ?**

**જવાબ :** અલમસ્ત.

**(૩૧૪) તેઓનો ખોરાક (ભોજન) કેટલો હતો ?**

**જવાબ :** રોજનો ૫-૫ શેર જેટલો.

**(૩૧૫) સર્વ વસ્તુઓ ટકે શેરના મૂલ્યની નીતિથી સૌપ્રથમ કોણ લાલચમાં પડ્યું ?**

**જવાબ :** શિષ્ય.

**(૩૧૬) તેણે શું વિચાર્યું ?**

**જવાબ :** તેણે વિચાર્યું કે આ નગરીમાં માત્ર ૧૦ ટકામાં દસ શેર મલાઈ વગેરે માલ ખાઈને બરાબર તગડા થઈ જવાશે.

**(૩૧૭) શું ગુરુ પણ સહેલાઈથી માની ગયા ?**

**જવાબ :** ગુરુએ પહેલા કહ્યું કે તે રાજ્યમાં કદી ન જવું જોઈએ. કેમ કે કોઈક દિવસ ખાધું-પીધું બધું જ નીકળી જશે અને પ્રાણ બચાવવા પણ મુશ્કેલ બનશે.

**(૩૧૮) છતાં તે બંને એ અંધેરી નગરીમાં કેમ આવ્યા ?**

**જવાબ :** શિષ્યની હઠ અને ગુરુ પણ મોહવશ થઈ બંને ત્યાં પહોંચ્યા.

**(૩૧૯) તે બંને પર સંકટ કેવી રીતે આવ્યું ?**

**જવાબ :** એક રાત્રે કોઈ શેઠના નોકર પાસેથી હજાર રૂપિયાની થેલી કોઈક લુટારો ઝુંટવીને ભાગી ગયો. ફરિયાદ કરવા પર રાજાના સિપાહીઓએ કોઈ ભલા માણસને ચોર સમજી પકડી લીધો અને રાજાની પાસે લઈ ગયા કે આણે ચોરી કરી છે. ગંડુ રાજાએ કોઈને

કંઈ પણ પૂછ્યા વિના અને પેલા ભલા માણસની વાત  તે અમુક શેઠનો નોકર છે એ પણ સાંભળી નહીં. તેણે તેને શૂળી પર ચડાવી દેવાનો હુક્મ કર્યો.

જયારે શૂળીએ ચડાવવા લઈ જતા સિપાહીઓએ વિચાર્યું કે શૂળી જાડી છે અને આ માણસ પાતળો છે. શું કરવું જોઈએ? રાજાને પૂછવા પર તેણે આદેશ આપ્યો કે તેને છોડી મૂકો અને તેને બદલે જે કોઈ શૂળી જેવો તગડો હોય તેને પકડીને શૂળી પર ચડાવી દો. ત્યારે તેમણે બગીચામાં રહેનારા આ બન્ને વેરાગી ગુરુ,શિષ્ય યોગ્ય લાગ્યા. તેમાં પણ સિપાહીઓએ શિષ્યને વધારે યોગ્ય ગણ્યો અને કહ્યું કે મહારાજનો આદેશ છે કે તારે શૂળી પર ચડવાનું છે. આ રીતે તેઓ મુસીબતમાં ફસાઈ ગયા.

**(૩૨૦) જયારે તેમણે કોઈ અપરાધ કર્યો જ ન હતો, તો સિપાહીઓ વગર વિચાર્યે સજા કેમ આપી શકે ?**

**જવાબ :** તે સિપાહીઓ પણ ગંડું રાજાની સમાન મૂર્ખ જ હતા.

**(૩૨૧) શું મૂર્ખના સાથી મૂર્ખ જ હોય ?**

**જવાબ :** હા, લગભગ બધે જ એવું જ જોવા મળે છે.

**(૩૨૨) કયા પુરાવાના આધાર પર તમે આવું કહી શકો છો ?**

**જવાબ :** 'समानव्यसनेषु मैत्री सख्यम्' એટલે કે સમાન વ્યસનવાળાની કે સ્વભાવવાળાની પરસ્પર મિત્રતા હોય છે.

**(૩૨૩) આના સમર્થનમાં શું ઉદાહરણ આપી શકો છો ?**

**જવાબ :** જેમ કે ધર્માત્માઓની ધર્માત્મા સાથે, પંડિતોની પંડિતો સાથે, દુષ્ટો અને વ્યભિચારીઓની મિત્રતા વ્યભિચારીઓ સાથે હોય છે. ધર્માત્માઓનો કદી અધર્માત્માઓ સાથે અને અધર્માત્માઓનો ધર્માત્માઓ સાથે કદી મેળ ખાતો નથી.

**(૩૨૪) તો શું શિષ્ય આરામથી શૂળીએ ચડવા ચાલ્યો ?**

**જવાબ :** ના, તેણે ગભરાઈને કહ્યું કે તેણે કોઈ અપરાધ કર્યો નથી, પરંતુ સિપાહીઓ કંઈ માન્યા નહિ અને રાજાનો આદેશ છે કહી તેને લઈ ગયા.

**(૩૨૫) તો શું શિષ્યને ખરેખર શૂળી પર ચડાવી દેવાયો ?**

**જવાબ :** ના.

**(૩૨૬) તે કેવી રીતે બચ્યો ?**

**જવાબ :** ગુરુ-શિષ્યે એક યુક્તિ વિચારી, જેથી તેઓ બચી ગયા.

**(૩૨૭) એ યુક્તિ શું હતી ?**

**જવાબ :** જ્યારે સિપાહીઓ શિષ્યને લઈ જવા લાગ્યા ત્યારે શિષ્યે ગુરુને કહ્યું કે કોઈ પણ પ્રકારે બચાવી લ્યો પછી આપણે બીજા રાજ્યમાં ચાલ્યા જઈશું. ત્યારે ગુરુએ તેને એક યુક્તિ કહી કે શૂળી પર ચડતાં હું તને અટકાવીશ કે "હું શૂળી પર ચડીશ અને તું મને હટાવજે અને કહેજે કે હું શૂળી પર ચડીશ". આ રીતે શૂળી પર ચડવા રકઝક કરતાં કોઈક ઉપાય મળી આવશે. જેથી આપણે બચી જઈશું.

**(૩૨૮) શું તે બંનેની યુક્તિ (વાતો) સિપાહીઓએ સાંભળી હતી ?**

**જવાબ :** તે બંનેએ આ ચર્ચા અન્ય ભાષામાં કરી હતી, જેને સિપાહીઓ સમજી ન શક્યા.

**(૩૨૯) આ ઉપરોકત યુક્તિનું શું પરિણામ આવ્યું ?**

**જવાબ :** બંનેના પ્રાણ બચી ગયા અને ગંડુ રાજા મરી ગયો.

**(૩૩૦) આ બધું કેમ (કેવી રીતે) બન્યું ?**

**જવાબ :** જ્યારે બન્ને શૂળી પાસે પહોંચ્યા, ત્યારે બંનેએ લંગોટ કસીને રકઝક કરવા લાગ્યા કે હું જ શૂળી પર ચડીશ. ચેલો કહેવા લાગ્યો કે એ મારો ધર્મ નથી કે મારા હોવા છતાં ગુરુ શૂળી પર ચડે અને ગુરુ કહેવા લાગ્યા કે મારો ધર્મ નથી કે મારા દેખતાં શિષ્ય શૂળી પર ચડે. હા, ભલે મારી પછી શૂળી પર ચડી જાય. હવે ચૂપ રે, સમય જઈ રહ્યો છે. એવું કહી ગુરુ શૂળી પર ચડવા લાગ્યા. ત્યારે ગુરુને ધક્કો દઈ શિષ્ય શૂળી પર ચડવા લાગ્યો. પાછા ગુરુ પણ એવું જ કરવા લાગ્યા. તેઓના આ તમાશાને જોઈ સિપાહીઓ પૂછવા લાગ્યા કે તમે શૂળી પર ચડવા માટે લડો છો શા માટે?

બંને બોલ્યા, આ વાત તમે અમને પૂછશો નહિ, કારણ કે અમને ફરી આવી દુર્લભ તક મળવી મુશ્કેલ છે. સિપાહીઓએ આ ઝઘડાની વાત ગંડુ રાજાને જણાવી. ત્યારે રાજા સભાસદો સાથે ત્યાં આવ્યા અને બંને સાધુઓને પૂછ્યું કે તમે શૂળી પર ચડવા શા માટે લડો છો? તેઓએ નાટક (ડોળ) કરતાં કહ્યું કે, શૂળી પર ચડવા દો, સમય જઈ રહ્યો છે. આવો અવસર મહાભાગ્યથી પ્રાપ્ત થાય છે. જે શૂળી પર ચઢશે, તે જ ફળ પામી શકશે. રાજાના વારંવાર પૂછવાથી અને એવું કહેવાથી કે જ્યાં સુધી તમે આનું ફળ નહિ કહો ત્યાં સુધી શૂળી પર ચડવા નહિ દઈએ, ગુરુએ કહ્યું કે જે મનુષ્ય આ સમયે શૂળી પર ચડી પ્રાણત્યાગ કરશે, તે ચતુર્ભુજ થઈને વિમાનમાં બેસીને આનંદરૂપી સ્વર્ગ પ્રાપ્ત કરશે. ગંડુ રાજા મૂર્ખ તો હતો જ. આ વાત સાંભળી તે બોલ્યો કે હવે હું તમારા બેમાંથી કોઈને શૂળી પર ચડવા નહિ દઉં, હું જ શૂળી પર ચડીશ. એવું કહી તે ઝટપટ શૂળી પર ચડ્યો અને પ્રાણત્યાગ કર્યો. આમ, આ યુક્તિથી બંને ગુરુ-શિષ્યના પ્રાણ બચી ગયા.

**(૩૩૧) ત્યારે બન્ને ગુરુ-શિષ્યે શું કર્યું ?**

**જવાબ :** શિષ્યે કહ્યું કે હવે અહીંયાં નથી રહેવું પાછા પોતાના દેશ જતા રહીએ, પણ ગુરુએ કહ્યું કે હવે કોઈ ચિંતાની વાત નથી. કેમ કે જે પાપનું મૂળ ગંડુ રાજા હતો, તે મરી ગયો. હવે ધર્મનું રાજ્ય સ્થપાશે, આથી આપણે અહીં જ રહીશું.

**(૩૩૨) ગંડુ રાજાની સભામાં કેવા લોકો હતા ?**

**જવાબ :** ખુશામતિયા.

**(૩૩૩) એવી કઈ ઘટના બની હતી, જેથી તેની સભામાં ખુશામતિયા લોકો હોવાની જાણકારી મળે છે ?**

**જવાબ :** રીંગણાની ઘટના પરથી સ્પષ્ટ થાય છે કે તેની સભા ખુશામતિયા અને મહામૂર્ખોથી ભરેલી હતી.

**(૩૩૪) રીંગણાની ઘટનામાં શું જાણવાજોગ હતું ?**

**જવાબ :** એક વાર રાજા ગંડુ રાત્રે રીંગણાનું શાક જમીને સભામાં આવ્યો અને તે શાકની ખૂબ પ્રશંસા કરવા લાગ્યો.

**(૩૩૫) જ્યારે ગંડુ રાજા રીંગણાના શાકના ખૂબ વખાણ કરવા લાગ્યો, ત્યારે ખુશામતિયાઓએ શું કહ્યું ?**

**જવાબ :** ખુશામતિયા બોલ્યા કે મહારાજની બુદ્ધિને ધન્ય છે, રીંગણાનું શાક ચાખતાની સાથે જ પરીક્ષા કરી લીધી. જ્યારે રીંગણાં શ્રેષ્ઠ છે, ત્યારે તો પરમેશ્વરે તેના પર મુકુટ અને ચારે બાજુ કલગી, ઉપરનો રંગ ઘનશ્યામ અને અંદરનો રંગ માખણ સમાન શ્વેત બનાવેલ છે.

**(૩૩૬) રીંગણાના શાકની રાજા પર શું અસર થઈ ?**

**જવાબ :** રીંગણા ખાવાથી રાજાને ઝાડા શરૂ થઈ ગયા અને રાત્રે લગભગ ત્રીસેક ઝાડા થયા. તે આખી રાત સૂઈ ન શક્યો.

**(૩૩૭) શું તેણે કોઈ ઔષધિ લીધી ન હતી ?**

**જવાબ :** ગંડુ રાજાએ વૈદોને બોલાવ્યા તો ખરા તેઓ પણ તેના જેવા જ હતા, તેઓએ ઉટપટાંગ દવા આપી તેથી તેની તબિયત વધુ બગડી.

**(૩૩૮) જ્યારે ગંડુ રાજાએ રીંગણાને નકામું શાક કહી નિંદા શરૂ કરી ત્યારે ખુશામતિયાની શું પ્રતિક્રિયા હતી ?**

**જવાબ :** તેઓ ખુશામતિયા હતા. તેથી બોલ્યા કે વાહજી વાહ મહારાજ ! આપે તો રીંગણાના ગુણોની સાથે-સાથે એક જ રાત્રીમાં દોષો પણ જાણી લીધા. રીંગણાં દુષ્ટ છે માટે તો પરમેશ્વરે તેના પર ખીલો અને ચારે બાજુ કાંટા લગાવ્યા છે. ઉપરનો રંગ કોલસા સમાન કાળો અને અંદરનો રંગ કોઢના રોગની ચામડી જેવો સફેદ રાખ્યો છે.

**(૩૩૯) ખુશામતિયાના મુખે રીંગણાની નિંદા સાંભળી ગંડુ રાજાએ શું કહ્યું ?**

**જવાબ :** ગંડુએ કહ્યું કે કાલે રાત્રે તો તમે તેની પ્રશંસા કરતાં મુકુટ વગેરેની ઉપમા આપતા હતા અને આજે તેની નિંદા કરી ખીલા વગેરેની ઉપમા આપો છો. મારે આ બેમાંથી કઈ વાત સાચી માનવી ?

**(૩૪૦) ત્યારે ખુશામતિયાઓએ શું કહ્યું ?**

**જવાબ :** પ્રથમ તો તેઓ ગભરાઈ ગયા. પછી રાજાની બુદ્ધિની પ્રશંસા કરતા બોલ્યા કે ગઈ કાલની વાત હજી પણ આપને યાદ છે. રાજાની

પ્રશંસા કરતા બોલ્યા કે મહારાજ ! અમારે રીંગણાં સાથે શું લેવા દેવા? અમે તો આપના રાજીપામાં રાજી અને આપની નારાજગીમાં નારાજ. તેથી આપ જો રાતને દિવસ અને દિવસને રાત, સાચાને જૂઠું અને જૂઠાને સાચું કહો છો, તે બધું જ બરાબર હોય છે.

**(૩૪૧) ત્યારે રાજા ગંડુએ નોકરોનો શું ધર્મ બતાવ્યો ?**

**જવાબ :** રાજા ગંડુએ કહ્યું કે નોકરોનો એક માત્ર ધર્મ છે કે તે સ્વામીની કોઈ પણ વાતનો વિરોધ ન કરે. પરંતુ હામાં હા કહીને હાજી હા કરવું જોઈએ.

**(૩૪૨) તેના જવાબમાં ખુશામતિયાઓએ રાજાનો શું ધર્મ બતાવ્યો ?**

**જવાબ :** ખુશામતિયાઓએ કહ્યું કે રાજા પણ કદી કોઈ વાતની ચિંતા ન કરે. રાત-દિવસ પોતાના સુખમાં મગ્ન રહે. નોકર-ચાકર પર હંમેશાં વિશ્વાસ રાખી સર્વ કામ તેમના ભરોસે રાખી દે. વાણિયા-કાછિયાની માફક હિસાબ-કિતાબ કદી ન કરે. જે કોઈ કાળાને ધોળું અને ધોળાને કાળું કરે તે મંજૂર રાખે. જે નોકર વગેરેને કામ પર રાખે તેને કદી ન છોડે ભલે તે ગમે તેવો ગુનો કરે, કારણ કે રાજા બનીને પણ કોઈ કામ પર ધ્યાન આપીને પોતાના આત્મા, મન અને શરીરને પરિશ્રમ કરવો પડે તો શો લાભ! અને હિસાબ વગેરે પર નજર રાખે તો તે રાજા નહીં પણ દરિદ્ર સમાન છે.

**(૩૪૩) ખુશામતિયાઓએ ગંડુ રાજાની તુલના ઈશ્વર સાથે કઈ રીતે કરી ?**

**જવાબ :** ખુશામતિયાઓએ કહ્યું કે ઈશ્વરને કોણે જોયો છે. આપ તો સાક્ષાત્ ઈશ્વર છો. કારણ કે આપની કૃપાથી ગરીબ શ્રીમંત બની શકે છે અને કુપાત્ર સુપાત્ર બની જાય છે. અને તમારી અવકૃપાથી શ્રીમંત ગરીબ બની જાય છે અને સુપાત્ર કુપાત્ર બની જાય છે.

**(૩૪૪) અધર્મી રાજા ગંડુ બાદ તે રાજ્ય કોનું થયું ?**

**જવાબ :** ગંડુ રાજાના નાના ભાઈ સુનીતિનું.

**(૩૪૫) સુનીતિએ અંધેરીનગરીને પાછું કયું નામ આપ્યું ?**

**જવાબ :** પ્રકાશવતી.

**(૩૪૬) સુનીતિએ રાજ્ય વ્યવસ્થા કઈ રીતે ચલાવવાનું શરૂ કર્યું ?**

**જવાબ :** સુનીતિ પૂર્ણ પુરુષાર્થ અને યથાયોગ્ય વહીવટથી રાજ્ય ચલાવવા લાગ્યા. તેમણે શ્રેષ્ઠ વિદ્વાન ધાર્મિકોની સંમતિથી શ્રેષ્ઠોનું પાલન, દુષ્ટોને દંડ, વિદ્યા, વિનય અને સત્ય ધર્મની વૃદ્ધિ વગેરે ઉત્તમ કાર્યો શરૂ કર્યાં.

**(૩૪૭) તેણે જૂના ખુશામતિયા સભાસદો સાથે કેવો વ્યવહાર કર્યો ?**

**જવાબ :** તેણે ખુશામતિયાઓને સખત સજા કરી. કેટલાકને જેલમાં પૂર્યા અને કેટલાકને વહાણમાં બેસાડી નિર્જન ટાપુ પર મોકલી જેલમાં પૂર્યા.

## રાજા અને પ્રજાનું ભાગ્ય

**(૩૪૮) કોઈ પણ દેશની પ્રજાના દુર્ભાગ્યની શરૂઆત ક્યારે થાય છે ?**

**જવાબ :** ગંડુ રાજા જેવા સ્વાર્થી અને અધર્મી રાજા શ્રીમંતો અને ખુશામતિયાઓને સભાસદ તરીકે રાખે છે ત્યારે.

**(૩૪૯) અધર્મી રાજાના રાજ્યમાં પ્રજા કેવી હોય છે ?**

**જવાબ :** પ્રજા અભાગી, અધર્મી, ઉપદ્રવી અને રાજવિદ્રોહી હોય છે.

**(૩૫૦) કોઈ પણ દેશની પ્રજાના સદભાગ્યનો ઉદય કયારે થાય છે ?**

**જવાબ :** જ્યારે સુનીતિ સમાન ધાર્મિક, વિદ્વાન તથા પુત્રવત્ પ્રજાનું પાલન કરવાવાળા રાજા તથા રાજ્યસભામાં પણ આવા જ વિદ્વાન સભાસદો હોય ત્યારે.

**(૩૫૧) અધર્મી, ઉપદ્રવી અને રાજવિદ્રોહી પ્રજા કેવા રાજાના રાજ્યમાં હોય છે ?**

**જવાબ :** અધર્મી રાજાના રાજ્યમાં.

**(૩૫૨) ધાર્મિક રાજાની પ્રજા કેવી હોય છે ?**

**જવાબ :** ધાર્મિક, પુરુષાર્થી અને પિતા સમાન રાજા પ્રતિ પ્રજા પ્રીતિયુક્ત અને મંગલકારી હોય છે.

**(૩૫૩) દુર્ભાગ્યની શરૂઆત થાય ત્યારે મનુષ્ય કેવી રીતે કામ કરે છે ?**

**જવાબ :** દુર્ભાગ્યથી મનુષ્યની બુદ્ધિ વિપરીત થાય છે. ત્યારે મનુષ્ય ધર્મથી વિપરીત પરસ્પર દ્રોહ વગેરે જેવાં દુષ્કૃત્યો કરતો જાય છે. આ રીતે દુ:ખને પ્રાપ્ત કરે છે.

**(૩૫૪) સદ્ભાગ્યનો ઉદય થવાથી મનુષ્ય કેવી રીતે કામ કરે છે ?**

**જવાબ :** સદ્ભાગ્યનો ઉદય થવાથી મનુષ્ય અધર્મથી દૂર થઈ ધર્મયુક્ત ઉત્તમ કાર્યો કરે છે. પરસ્પર ઉપકાર, પ્રીતિ, વિદ્યા, તેમજ સત્યનું આચરણ કરે છે. પરિણામે તે સુખને પ્રાપ્ત કરે છે.

## વિદ્યા અને ધાર્મિક વ્યવહાર

**(૩૫૫) વિદ્યા અને ધાર્મિક વ્યવહાર બંનેમાં કોનું વધારે મહત્વ છે ?**

**જવાબ :** ધાર્મિક વ્યવહારનું.

**(૩૫૬) વિદ્યાની તુલનામાં ધાર્મિક અને ઉત્તમ વ્યવહારનું મહત્વ અધિક કેમ છે ?**

**જવાબ :** કેમ કે જે મનુષ્ય વિદ્યા ભલે અલ્પ ભણ્યો હોય, પરંતુ ધર્મયુક્ત ઉત્તમ વ્યવહાર કરતા જાણતો હોય એટલે કે ખાવા-પીવા, બોલવા-સંભાળવામાં, ઊઠવા-બેસવામાં, લેવા-દેવા વગેરેમાં સત્યયુક્ત વ્યવહાર આચરે છે તેમજ કરે છે. તે ક્યારેય પણ દુઃખી થતો નથી. તેનાથી વિપરીત જે પૂર્ણ વિદ્યા ભણેલો હોય છતાં યથાયોગ્ય ઉત્તમ વ્યવહાર ન કરતાં, દુષ્ટ વ્યવહાર કરે છે, તે ક્યારેય ન પોતે સુખી થાય છે કે ન બીજાને સુખ આપે છે. તેથી ઉત્તમ અને યથાયોગ્ય વ્યવહારનું અધિક મહત્વ છે.

**(૩૫૭) બધા માટે વિદ્યા મેળવવી મહત્વનું કેમ છે ?**

**જવાબ :** વિદ્યા મેળવી બધા(લોકો) યથાયોગ્ય અને ઉત્તમ વ્યવહારનું શિક્ષણ પ્રાપ્ત કરી શકે છે. પરિણામે સુખ પ્રાપ્ત કરી, દુઃખથી દૂર રહે છે. તેથી વિદ્યા બધા માટે મહત્વની છે. ભલે પછી પુત્ર હોય કે પુત્રી, મિત્ર હોય કે પાડોશી અથવા સ્વામી હોય કે સેવક.



# પરિશિષ્ટ–૧

**(આ પુસ્તકમાં આપેલ બધી વ્યાખ્યા(સમજૂતી)ઓને આ પરિશિષ્ટમાં મહર્ષિજીના શબ્દોમાં વર્ણાનુસાર ક્રમમાં આપેલ છે. પુસ્તકમાં સમજાવવાના દૃષ્ટિકોણથી ભાવાર્થ જાળવી રાખી શબ્દાવલીમાં પરિવર્તન કર્યું છે.)**

**(સાંકેતિક શબ્દ : પા. – પાના નં., પ્ર. – પ્રશ્ન ક્રમાંક)**

(૧) **અનાથ :** અનાથ તેને કહે છે કે જેનામાં પોતાનું પાલન કરવામાં સમર્થ ન હોય. જેમ કે- બાળક, વૃદ્ધ, રોગી, ખોડવાળા વગેરે. (પા.-૩૭, પ્ર.-૧૯૭)

(૨) **અનુમાન પ્રમાણ :** જેમ કે પૃથ્વી(કાર્ય)ને જોઈ તેના કારણનો નિર્ણય કરવો એ અનુમાન કહેવાય. (પા.-૨૨, પ્ર.-૧૧૨)

(૩) **અભાવ :** અભાવ એટલેકે કોઈએ કોઈકને પાણી લાવવા કહ્યું. તેને ત્યાં પાણીનો અભાવ જાણી તર્કપૂર્વક વિચાર્યું કે જ્યાં પાણી છે ત્યાંથી લાવવું જોઈએ. આ અભાવ પ્રમાણ કહેવાય છે.
(પા.-૨૩, પ્ર.-૧૧૮)

(૪) **અર્થાપત્તિ :** પ્રસંગોપાત્ત એક વાતના આધાર પર કોઈના કહ્યા કે સાંભળ્યા વિના બીજી વાતને માની લેવી તેને 'અર્થાપત્તિ' કહે છે.
(પા.-૨૩, પ્ર.-૧૧૬)

(૫) **અધર્મ :** જે ધર્મથી વિપરીત (એટલે કે (ક)પક્ષપાતયુક્ત અન્યાય, અસત્યનું ગ્રહણ અને સત્યનો પરિત્યાગ, પાંચેય પરીક્ષાઓથી વિરુદ્ધ આચરણ, ઈશ્વરની આજ્ઞા અનુસાર આચરણ ન કરવું તથા બીજાનું અહિત કરવું) એ અધર્મ કહેવાય છે.
(પા.-૨૪, પ્ર.-૧૨૪)

(ખ) જે અન્યાય આચરણ બધાનું અહિત કરે છે તે અધર્મ કહેવાય.
(પા.-૩૨, પ્ર.-૧૭૧)

(૬) **અધર્મી :** આત્માની વિરુદ્ધ આચરણ કરવાવાળા એટલે કે આત્મામાં કંઈક, વાણીમાં કંઈક (આત્માથી જુદું) તથા આચરણમાં આત્મા તથા વાણીથી કંઈક જુદું કરનાર અધર્મી કહેવાય છે.
(પા.-૩૧, પ્ર.-૧૬૩)

(૭) **અન્યાય :** જેમાં પક્ષપાતયુક્ત મિથ્યાચરણ હોય છે તેને અન્યાય કહે છે. (પા.-૩૨, પ્ર.-૧૬૯)

(૮) **અવિદ્યા :** જેના દ્વારા પદાર્થોનું સ્વરૂપ વિપરીત જાણીને પોતાને તથા બીજાઓને અનુપકારક નીવડે તેને અવિદ્યા કહેવાય છે. (પા.-૧૧, પ્ર.-૫૮)

જેના દ્વારા કોઈ પદાર્થનું યથાવત્ જ્ઞાન ન હોવાથી અન્યાયરૂપી કર્મ કરવામાં આવે તેને 'અવિદ્યા' કહેવાય છે.

(પા.-૩૨, પ્ર.-૧૬૭)

(૯) **અસત્પુરુષ :** જેવું આત્મામાં જ્ઞાન છે તેવું વચનમાં અને જેવું વચનમાં છે તેવું જ કર્મ આચરવું એ સત્પુરુષનું લક્ષણ છે.

(પા.-૩૬, પ્ર.-૧૯૧)

(૧૦) **આગમકાલ :** જેમાં મનુષ્ય શિક્ષણ આપનારા પાસેથી સાવધાન થઈને, ધ્યાન આપીને વિદ્યા વ. પદાર્થ (જ્ઞાનનું) ગ્રહણ કરે છે, તેને આગમકાલ કહે છે. (પા.-૧૪, પ્ર.-૭૬)

(૧૧) **આચાર્ય :** જે વિદ્યાર્થીને અત્યંત પ્રેમપૂર્વક ધર્મયુક્ત વ્યવહારની બોધપ્રદ વિદ્યા આપવા માટે તન, મન અને ધનથી પ્રયત્ન કરે, તેને આચાર્ય કહેવાય છે. (પા.-૧૧, પ્ર.-૬૧)

(વેદવિદ્યામાં સાંગોપાંગ એવા અધ્યાપક જો સત્ય આચરણનું ગ્રહણ અને મિથ્યા આચરણનો ત્યાગ કરાવે, તેને આચાર્ય કહેવાય છે. स्वमन्तव्यामन्तव्यप्रकाश(૩૧))

(૧૨) **આત્માથી પરીક્ષા :** આત્માથી પરીક્ષા એને કહેવાય કે જે-જે પોતાના આત્મા માટે ઈચ્છે, તે સર્વને માટે ઈચ્છવું, જે (પોતાને માટે) ન ઈચ્છવું તે બીજાને માટે પણ ન ઈચ્છવું. જેવું આત્મામાં તેવું જ મનમાં, જેવું મનમાં તેવું જ ક્રિયામાં હોઈ જાણવાની અને જણાવવાની ઈચ્છા, શુદ્ધ ભાવથી અને વિદ્યાપૂર્વક એ સત્ય અને અસત્યનો નિશ્ચય કરવો. (પા.-૨૩, પ્ર.-૧૨૧)

(૧૩) **આપ્ત :** જે સત્યવાદી, સત્કર્મી, સત્યમાની, પક્ષપાતરહિત સર્વના હિતેચ્છું, વિદ્વાન સર્વના સુખ માટે પ્રયત્ન કરે, તેવા ધાર્મિક લોકો આપ્ત કહેવાય છે. (પા.-૨૩, પ્ર.-૧૨૦)

(૧૪) **ઉપમાન :** જેવી રીતે ઘર બનાવનાર કારીગર વિના ઘર બની શકે નહિ, એવી રીતે 'સૃષ્ટિને બનાવનાર ઈશ્વર પણ મહાન કારીગર છે' આ ઉદાહરણ ઉપમાન છે. (પા.-૨૨, પ્ર.-૧૧૩)

(૧૫) **ઐતિહ્ય :** ભૂતકાલીન પુરુષોનું આચરણ અને સૃષ્ટિ આદિ પદાર્થોની કથા આદિને ઐતિહ્ય કહે છે. (પા.-૨૩, પ્ર.-૧૧૫)

(૧૬) **ગુરુ :** અહીંયા મહર્ષિએ નિષ્કપટ અને પરોપકારી અધ્યાપકને જ ગુરુ કહ્યા છે. (પા.-૧૬, પ્ર.-૫૩)

(૧૭) **જડબુદ્ધિ :** જે વ્યક્તિ સ્વયં તો ન સમજી શકે અને બીજાના સમજાવવા છતાં પણ ન સમજે તેને જડબુદ્ધિ કહેવાય છે. (પા.-૨૫, પ્ર.-૧૩૦)

(૧૮) **તીવ્રબુદ્ધિ :** જે વ્યક્તિ સમજાવવાથી તરત જ સમજી જાય અને થોડું સમજાવતાં ઘણું બધું સમજી જાય, તે તીવ્રબુદ્ધિ કહેવાય છે. (પા.-૨૫, પ્ર.-૧૩૧)

(૧૯) **દાનાધ્યક્ષ :** જે દાતાના દાનને સુપાત્ર વિદ્વાનોને આપીને તેમની પાસેથી વિદ્યા અને ધર્મની ઉન્નતિ કરાવે છે, તેને દાનાધ્યક્ષ કહે છે. (પા.-૪૯, પ્ર.-૨૮૫)

(૨૦) **દાનાભક્ષ :** જે દાતાના દાનનું ભક્ષણ (ઉપભોગ) કરીને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે, તેને દાનભક્ષ કહે છે. (પા.-૪૯, પ્ર.-૨૮૪)

(૨૧) **ધર્મ :** (ક) પક્ષપાતરહિત ન્યાય, સત્યગ્રહણ, અસત્યનો પરિત્યાગ, પાંચેય પરીક્ષાઓને અનુકૂળ હોય એવું આચરણ, ઈશ્વરની આજ્ઞાનું પાલન અને પરોપકાર કરવો એ ધર્મ કહેવાય છે. (પા.-૨૪, પ્ર.-૧૨૩)

(ખ) જે-જે કર્મ કરવાથી આત્મામાં ભય, શરમ, શંકા નથી થતાં તે-તે ધર્મ કહેવાય છે. (પા.-૩૧, પ્ર.-૧૬૨)

(ગ) જે ન્યાયાચરણથી સર્વનાં હિત આદિનું કાર્ય થાય છે તેને 'ધર્મ' કહે છે. (પા.-૫૧, પ્ર.-૧૭૦)

(ઘ) સત્ય વ્યવહારનું નામ ધર્મ છે. (પા.-૪૧, પ્ર.-૨૩૫)

(૨૨) **ધર્માત્મા :** જે મનુષ્ય આ પ્રકારે આત્મા અને પરમાત્માને અનુકુળ કર્મ કરે છે, એ જ ધર્માત્મા કહેવાય છે. (પા.-૩૧, પ્ર.-૧૬૧)

(૨૩) **ધાર્મિક :** વિદ્યારૂપી જ્ઞાનના પ્રકાશથી સારું-નરસું જાણી સારાને ગ્રહણ કરવું અને ત્યાગ કરવા યોગ્યને ત્યાગવું તે.
(પા.-૩૫, પ્ર.-૧૮૪)

(૨૪) **નિદિધ્યાસન :** નિદિધ્યાસન તેને કહેવાય કે જે-જે શબ્દ, અર્થ અને સંબંધ વિષયમાં જે કંઈ સાંભળ્યું – વિચાર્યું છે, તે બરાબર છે અથવા નથી ? એ વાતની વિશેષ પરીક્ષા કરીને દઢ નિશ્ચય કરવો.
(પા.-૧૫, પ્ર.-૭૭)

(૨૫) **ન્યાય :** જેમાં નિષ્પક્ષ સત્યનું આચરણ હોય છે તેને 'ન્યાય' કહે છે. (પા.-૩૨, પ્ર.-૧૬૮)

(૨૬) **પ્રજા :** જેમ પુત્રાદિ તન, મન, ધનથી પોતાના માતા-પિતાની સેવા કરીને તેઓને સદા પ્રસન્ન રાખે છે, તેમ પ્રજા અનેક પ્રકારના ધર્મયુક્ત વ્યવહારોથી વિવિધ પ્રકારના ઉપયોગી પદાર્થોનું ઉત્પાદન કરે છે તથા પ્રામાણિકતાથી રાજ્યસભાને કર આપીને તેને સદા પ્રસન્ન રાખે છે, તે પ્રજા કહેવાય છે. (પા.-૪૯, પ્ર.-૨૮૭)

(૨૭) **પ્રત્યક્ષ પ્રમાણ :** જેમ કે કોઈએ પૂછ્યું આ શું છે? બીજાએ તેનો ઉત્તર આપ્યો કે પૃથ્વી. આ પ્રત્યક્ષ પ્રમાણ છે.
(પા.-૨૨, પ્ર.-૧૧૧)

(૨૮) **પ્રવચનકાલ :** જેમાં બીજાને પ્રેમથી વિદ્યા આપી શકાય તેને પ્રવચનકાલ કહે છે. (પા.-૧૪, પ્ર.-૭૬)

(૨૯) **બ્રહ્મચર્ય :** બ્રહ્મચર્ય એટલેકે વેદ આદિ સત્યશાસ્ત્રો અને પરમાત્માની ઉપાસનાનો અભ્યાસ વગેરે કર્મ કરવા. (પા.-૯, પ્ર.-૪૮)

(૩૦) **બ્રહ્મચારી :** જે જિતેન્દ્રિય થઈ બ્રહ્મ એટલે કે વેદવિદ્યાની પ્રાપ્તિ માટે તથા આચાર્યકુલ-ગુરુકુળમાં જઈને વિદ્યા ગ્રહણ કરવા માટે પ્રયત્ન કરે, તેને બ્રહ્મચારી કહેવાય છે. (પા.-૧૧, પ્ર.-૬૦)

(૩૧) **મનન :** મનન તેને કહેવાય કે જે જે-જે શબ્દ, અર્થ અને સંબંધ આત્મામાં એકત્ર એકાકાર થયેલા છે, તેનો એકાન્તમાં સ્વસ્થ ચિત્તે

વિચાર કરવો, કે કયો શબ્દ ક્યા સંદર્ભની સાથે અને કયો અર્થ ક્યા શબ્દ સાથે સંદર્ભ ધરાવે છે એટલે કે મેળ રાખે છે અને તે મેળથી કયો હેતુ સાધ્ય થાય છે અને મેળ ન થવાથી શું-શું હાનિ થાય છે વગેરે. (પા.-૧૫, પ્ર.-૭૭)

(૩૨) **રાજા :** જે વિદ્યા, ન્યાય, જીતેન્દ્રિયતા, શૌર્ય, ધૈર્ય વગેરે ગુણોથી યુક્ત હોય પોતાના પુત્ર સમાન પ્રજાના પાલનમાં અને શ્રેષ્ઠોની યથા યોગ્ય રક્ષા અને દુષ્ટોને દંડ પ્રદાન કરી સ્વયં ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી પ્રજાને પણ કરાવે છે, તથા સ્વયં આનંદિત રહે છે અને સર્વને સુખ પ્રાપ્તિનાં સાધનો ઉપલબ્ધ કરાવે છે. તે રાજા કહેવાય છે. (પા.-૪૯, પ્ર.-૨૮૬)

(૩૩) **વિદ્યા :** (ક) જેના દ્વારા કોઈ વસ્તુને યથાર્થ સ્વરૂપમાં જાણીને, તેનો ઉપકાર લઈને પોતાના તથા બીજાને માટે સુખને પ્રાપ્ત કરી શકાય તે વિદ્યા કહેવાય. (પા.-૧૧, પ્ર.-૫૭)

(ખ) જેના દ્વારા પદાર્થને યથાવત્ જાણીને ન્યાયયુક્ત કર્મ કરવામાં આવે તેને વિદ્યા કહે છે. (પા.-૩૨, પ્ર.-૧૬૬)

(૩૪) **વ્યવહારકાલ :** જયારે આત્મા સત્ય વિદ્યા ગ્રહણ કરી લે, ત્યારે આમ કરવું અને આમ ન કરવું એ યોગ્ય રીતે નક્કી કરી તે પ્રમાણે આચરણ પણ કરી શકે. તેને વ્યવહારકાલ કહેવાય છે. (પા.-૧૪,પ્ર.-૭૬)

(૩૫) **શબ્દપ્રમાણ :** સાચા ઉપદેશકોનો ઉપદેશ શબ્દપ્રમાણ કહેવાય છે. (પા.-૨૩, પ્ર.-૧૧૪)

(૩૬) **શિક્ષણ :** જેના દ્વારા મનુષ્ય વિદ્યા આદિ શુભ ગુણોની પ્રાપ્તિ કરી શકે અને અવિદ્યા આદિ દોષોનો ત્યાગ કરીને સદા આનંદિત રહી શકે તેને શિક્ષણ કહેવાય છે. (પા.-૧૧, પ્ર.-૫૬)

(૩૭) **શૂરવીર :** શૂરવીર એટલે દૃઢ, ઉત્સાહી અને ઉદ્યમી (મનુષ્ય). (પા.-૧૦, પ્ર.-૫૧)

(૩૮) **શ્રવણ :** જયારે આત્મા મનની (સાથે) અને મન કાનની સાથે યથાવત્ જોડીને અધ્યાપકના મુખેથી જે-જે અર્થ અને સંબંધ પ્રકટ

કરનારા શબ્દો નીકળે, તેને કાનથી મનમાં અને મનથી આત્મામાં એકાકાર કરતા જવું. (પા.-૧૫, પ્ર.-૭૭)

(૩૯) **સત્પુરુષ :** જેવું આત્મામાં જ્ઞાન છે તેવું વચનમાં અને જેવું વચનમાં છે તેવું જ કર્મ આચરવું એ સત્પુરુષનું લક્ષણ છે. (પા.-૩૬, પ્ર.-૧૯૦)

(૪૦) **સંભવપ્રમાણ :** કારણથી કાર્યનું થવું સંભવ આદિને સંભવ પ્રમાણ માનવામાં આવે છે. (પા.-૨૩, પ્ર.-૧૧૭)

(૪૧) **સાક્ષાત્કાર :** સાક્ષાત્કાર એટલે જે અર્થોના શબ્દો અને સંબંધો સાંભળી, વિચારી અને નિશ્ચય કરેલ છે, તે યથાવત્ જ્ઞાન અને ક્રિયાથી પ્રત્યક્ષ કરીને, વ્યવહારોની-આચરણોની સિદ્ધિ દ્વારા પોતાના પર અને અન્યો પર ઉપકાર કરવો. (પા.-૧૫, પ્ર.-૭૭)

(૪૨) **સ્વાધ્યાયકાલ :** સ્વાધ્યાયકાલ એટલે કે જેમાં અભ્યાસ સમયે આચાર્યના મુખમાંથી શબ્દ, અર્થ અને સંબંધોની વાતો પ્રકટ થયેલ હોય, એકાંતમાં બેસી શાંત મને વિચાર કરી તેવા જ હૃદયમાં ઉતારી દૃઢ કરવું. (પા.-૧૪, પ્ર.-૭૬)

★ ★ ★